# પથિકના પત્રો

(ગુચ્છ · બીજો)

[સહકાર્ય કરનાર બંધુઓને]

લેખક

અંબાલાલ પુરાણી

•

....એમાં હું કોઇ પણ પ્રકારનો કટાક્ષ અજાણ્યે કે જાણીને કદી કરતો નથી. મારા પત્રો તેની સારામાં સારી સાબિતિ આપશે જ. × × કેટલાક કેવળ ખાનગી બાબતો સિવાયના મારા બધાય પત્રો વ્યાયામમંદિરોમાં અને બહારનાઓને માટે પણ જાહેર મિલકત છે. ૭ : ૧૨ : '૩૮

•

પ્રકાશક

શ્રી અરવિંદ કાર્યાલય · આણંદ

# પથિકના પત્રો

(ગુચ્છ · બીજો)

[સહકાર્ય કરનાર બંધુઓને]

લેખક

અંબાલાલ પુરાણી

•

પ્રકાશક

શ્રી અરવિંદ કાર્યાલય · આણંદ

# અ ર્પ ણ

જેમની પ્રેરણાથી અને જેમને
માટે આ પત્રો લખાયા હતા
તે ગુજરાતના જુવાનોને!



# યોજના



૧: પથિકના પત્રો • ગુચ્છ પહેલો (વિદ્યાર્થીઓને)
ગુજરાતની મુખ્ય મુખ્ય વ્યાયામશાળાઓમાં વિવિધ ક્ષેત્રોમાં કાર્યોનું વહન કરનાર વિદ્યાર્થી મિત્રોને ચારિત્રનું ઘડતર કરવા તથા નિષ્કામભાવે કાર્ય કરવાનું સૂચન કરનાર પ્રેરણાત્મક પત્રોનો સંગ્રહ.

૨: પથિકના પત્રો • ગુચ્છ બીજો (સહકાર્ય કરનાર બંધુઓને)
ગુજરાત જ્યારે જાગ્યું પણ ન હતું તેવે સમયે ગુજરાતની અસ્મિતાને જાગૃત કરવામાં ખાતર રૂપે વપરાઇ ગયેલા ગુજરાત સેવકમંડળના કાર્યકર્તાઓને સંબોધાયેલા પ્રેરણાત્મક અને ચર્ચાત્મક પત્રોનો સંગ્રહ.

૩: પથિકના પત્રો • ગુચ્છ ત્રીજો ( સાધકો અને જિજ્ઞાસુઓને )
વિદ્યાર્થીઓ – મિત્રો – શુભેચ્છકો વગેરેને પોતાની સાધનાની દિશામાં અનેક શંકાઓનું નિવારણ કરનાર, સાધનાની વિવિધ દિશા સૂચવનાર અને સાધના સાથે સંકળાયેલી અનેક બુદ્ધિની દલીલ પરંપરાનું સ્પષ્ટીકરણ કરનાર તેમ જ માર્ગ દર્શાવનાર પત્રોનો સંગ્રહ.

# પ્રકાશકનું નિવેદન



ઇ. સ. ૧૯૦૪–૦૫ના બંગભંગે સમગ્ર દેશમાં રાષ્ટ્રજાગૃતિનું મોજું રેલાવ્યું. તેની અસર ગુજરાતમાં પણ થઈ. ગુજરાતની અસ્મિતાની જાગૃતિના પરોઢમાં જ એક યુવકે સંકલ્પ કર્યો, કે "મારે ગુજરાતની નામરદાઇ દૂર કરવી." તેનું પરિણામ તે પુરાણીભાઈઓની વ્યાયામસંસ્થાઓ. ચારિત્રઘડતર, મરદાનગી, ત્યાગભાવના, સંપ, રાષ્ટ્રપ્રેમ, સેવાભાવ વગેરેથી ઉભરાતી આ સંસ્થાઓમાં વ. બં. અંબુભાઇ ગુજરાતના કેટલાક યુવાનોનું આકર્ષણ બન્યા. તેમણે સેવેલાં ગુજરાત પ્રજાસત્તાકનાં સ્વપ્નાં તેમણે યુવકોમાં રેડ્યાં. સાથે જ "સંગીન કાર્ય"ની શોધનું તેમનું કાર્ય ચાલુ જ હતું. તે કાર્ય કરતાં તેમને જણાયું કે કાર્યની સંગીનતા બાહ્ય તેમ જ આંતર-સ્થિતિ ઉપર આધાર રાખે છે. કાર્ય કરનારે પોતાની ચેતનાનો વિકાસ સાધવા ઉપર પ્રધાન લક્ષ આપવું જોઇએ. આ દૃષ્ટિએ કાર્ય કરતાં કરતાં તેમને માર્ગ પ્રાપ્ત થયો. શ્રીઅરવિંદની મીમાંસામાં તેમને જીવનના સર્વે પ્રશ્નોનું સમાધાન અને તેના વિરોધોનો સમન્વય જણાયો. યોગસાધના વ્યવહારૂ પ્રશ્ન હોઇ શ્રીઅરવિંદની દેખરેખ તળે આધ્યાત્મિક જીવનમાં પ્રગતિ કરવાના હેતુથી તેઓ ગુજરાત છોડી પોંડિચેરી ગયા.

ગુજરાતની અસ્મિતા જાગૃત કરવામાં ખાતર રૂપે ખરચાઇ

ગયેલા, જાહેરાત વિનાના, મૂગા સેવામંડળના કાર્યકર્તાઓ તેમના આ પગલાથી ચકિત અને નિરાશ પણ થયા. કાગને ડોળે તેઓ તેમના પાછા ફરવાની વાટ જોઇ રહ્યા.

એક જાણીતા માસિકે તે અરસામાં જણાવ્યા મુજબ "ગુજરાતે જરા અકાળે એક મહારથી" ગુમાવ્યો એમ ઘણાંને લાગ્યું. આવા સંજોગોમાં મિત્રો, કાર્યકર્તાઓ, સહયોગીઓ વગેરે તરફથી તેમના ઉપર અનેક પ્રકારના પત્રો જવા લાગ્યા. પરિણામે પત્રો, પ્રત્યુત્તરો અને પ્રતિપત્રો સ્વાભાવિક રીતે જ લખાયા. જેમાં કર્મ, અકર્મ, પાપ અને પૂણ્ય, નીતિ અને અનીતિ, રાષ્ટ્રકાર્ય અને પ્રભુસેવા, આધ્યાત્મિકતા અને ઉપયોગિતા વગેરે તથા જાહેર અને ખાનગી જીવનના કુટુંબના પ્રશ્નોની ચર્ચાઓ થઇ. આવા પ્રશ્નોના સનાતન ઉકેલ હોય નહિ. પરંતુ પત્રોમાં રજુ થયેલા વિચારો આવા પ્રશ્નોના નિર્ણય કરવામાં કેવા પ્રકારનું ધોરણ સ્વીકારવું જોઇએ તેનો નિર્દેશ કરવામાં મદદ કરે એ સંભવિત છે. આજકાલ આપણા દેશના કેળવાયલા વર્ગનો એક ભાગ ધર્મભાવના માત્રને હસી કાઢે છે, તેવે સમયે આ પત્રો ઘણાં ઘડાતાં માનસોને પ્રેરણારૂપ અને દિશાસૂચક થશે; એવી શ્રદ્ધા હોવાથી જ તેમનું પ્રકાશન યોગ્ય ધાર્યું છે.

આ પત્ર-સાહિત્ય પ્રસિદ્ધ કરવાની સૂચના કરવામાં, પત્રો વાંચીને યોગ્ય માર્ગદર્શન કરવામાં તથા બીજી રીતે જે જે મુરબ્બીઓએ અને મિત્રોએ મદદ કરી છે તથા ઉત્સાહ આપ્યો છે તે બદલ સર્વનો ઉપકાર માનું છું.

# વાંચનારને



**પત્રો** લખાયા ત્યારે છપાવવાના ઉદ્દેશ કરતાં પત્રોદ્વારા દલીલોનો દોરો સાચવવાનો હેતુ હોવાથી કેટલાક પત્રોની નકલો મેં કરાવેલી. પણ અહિં પ્રગટ થતા પત્રો જેમને લખાયા હતા તેમાંના કેટલાકે પણ જાળવેલા છે. છેલ્લાં પંદર વરસના ગાળા દરમિયાન લખાયલા કેટલાક પત્રો આજે છપાય છે; તેમાં ભાઇ મૂળજીભાઇનો ઉત્સાહ, આગ્રહ અને ખંત કારણભૂત છે.

પત્રોમાં જે વિચારો દર્શાવ્યા છે તે અમુક પરિચિત – કેટલીક વાર તો કુટુંબના જેવી થઇ રહેલી – વ્યક્તિને તેના વિચારોના, તેની માનસિક તથા સ્થૂલ પરિસ્થિતિના ઉત્તર રૂપે રજુ થયા છે એ વાંચનારે યાદ રાખવાનું છે. વિષયની સ્વતંત્ર વિચારણા આવાં અંગત પત્રોમાં રજૂ થાય જ નહિ. પુનરુક્તિઓ માટે, કેટલીક વાર અતિભારપૂર્વક દલીલ રજૂ

કરવા માટે તથા કેટલાંક અંગત વચનો માટે તેણે ઉદારતા રાખવી જોઇએ. વાંચનારે ભાષા પરથી ભાવને પહોંચવા પ્રયત્ન કરવો એવી મારી ભલામણ છે. કેવળ દલીલ કે વિવાદથી કોઇના મનમાં પ્રતીતિ–ખાત્રી કે શ્રદ્ધા ઉત્પન્ન કરી શકાયજ નહિ; દલીલોથી બુદ્ધિને શાંત કરી શકાય અને કેટલીક વાર તે શાંત થતાં અંતરાત્મામાંથી સ્વયંભૂ જ્ઞાનની જ્યોતિ આપોઆપ પ્રગટે છે અને પોતાની દલીલો શોધી લે છે. મૂળ પત્રોમાં ન જેવા જ ફેરફારો કર્યા છે, એટલે એમાંના બધા જ વિચારો એ ને એ રૂપમાં આજે હું સ્વીકારૂં છું એમ કોઇએ માની લેવું નહિ. પત્રોમાં રજૂ થયલા વિચારો, દલીલો, મુદ્દાઓ વગેરે આજના વાંચનારને સ્વતંત્ર વિચાર કરવા પ્રેરશે તો હું ધારૂં છું કે આ પ્રકાશનનો હેતુ બર આવશે.

રા. રા. બ. ક. ઠાકોરે આમાંના કેટલાક પત્રો વર્ષો પહેલાં વાંચ્યા હતા, ત્યારે બાજુમાં જે નોંધ લખેલી તેમાંની કેટલીક સ્વાધ્યાયને માટે મદદ રૂપ થઇ પડે એ હેતુથી અહિં પત્રમાં રજૂ કરી છે. કોઇક વાર તેમની નોંધ ઉપર મારો ઉત્તર પણ તે વખતે લખેલો તે પણ મૂક્યો છે.

૧૬ • ૧૦ • '૩૮<br>પોંડિચેરી

અંબાલાલ પુરાણી

# [ ૧ ]

પોંડિચેરી,

તા. ૧૪ : ૧૨ :'૨૩

પરમ પ્રિય ના.,

જત પત્ર મળ્યો છે. બીજો કાર્ડ પણ મળ્યો છે. બન્નેનો ઉત્તર આપું છું. તમે યોગ વિષે જે સહનશીલતાનું વલણ બતાવો છો તે વ્યક્તિગત છે. હું નથી ધારતો કે મંડળના સર્વે બંધુઓ તેવી જ સહનશીલ વૃત્તિ ધારણ કરી શકે.

તમે લખો છો કે "સંસ્થાનો મૂળભૂત ઉદ્દેશ વિસારે ન પડે એ જોવું જોઈએ." એમાં એ હેતુ વિસારે પડ્યો હોય એવો ગર્ભિત આક્ષેપ છે. અને તેની સામે મારો સખતમાં સખત વાંધો છે. વ્યાયામમંડળ વિષે તમે જે અભિપ્રાય માગો છો તે અહીંથી હું આપવાની સ્થિતિમાં નથી; કારણકે કઇ બાબતમાં કેટલી છૂટ મૂકવી તે ઉદાહરણ સિવાય નક્કી કરી શકાતું નથી.

વાતોના તડાકા જ માર્યા કરે એ વૃત્તિ દૂર કરવા જેવી પણ છે. અને કેટલીક જાતની વાતો પોષવા જેવી પણ હોય.

યોગ અને વ્યવહાર વિષે જે લખ્યું છે તેને વિષે મારા વિચારો બીજી વાર દર્શાવીશ. હમણાં તો એટલું જણાવવું યોગ્ય લાગે છે કે કોઇ પણ વ્યક્તિગત માગણી આધ્યાત્મિક ઉન્નતિ પાસે કરવી અથવા કરવા ઇચ્છવી એ સિદ્ધાંત ખરો નથી. ઈશ્વરને પ્રાપ્ત કરી તેનાદ્વારા આપણી મરજી પ્રમાણે વ્યવહારને દીપાવવાનો ઇરાદો રાખવો એ બરાબર નથી. વળી તેની ઇચ્છાને આધીન થવું હોય તો આપણા મનથી ઘડેલા અપૂર્ણ વિચારોને, પરિમિત આદર્શોને, આપણી કલ્પેલી યોજનાઓને, આપણા સિદ્ધાન્તભૂત થઇ બેઠેલા સર્વ વિચારોને બાજુએ મૂકવાની હિંમત તથા શ્રદ્ધા કેળવવી જરૂરની છે. જ્યાં સુધી એવો મનથી પર રહેલો આદર્શ પ્રાપ્ત નથી થયો ત્યાં સુધી મનની ઉચ્ચમાં ઉચ્ચ શક્તિથી માણસ પોતાનું જીવન ભલે દોરે, પરંતુ તેનાથી પર ભૂમિકા છે અને તે માણસને "કર્તવ્ય કર્મ" બતાવી શકે છે (તે સાચી છે કે ખોટી છે એ પ્રશ્ન હમણાં હું ચર્ચવા માગતો નથી). અને તેદ્વારા જીવનના પ્રત્યેક કાર્યને નિર્માણ કરવું એ ખરો આદર્શ છે. તેથી જ શ્રીકૃષ્ણ ભગવાને અર્જુનને "सर्व धर्मान् परित्यज्य मामेकं शरणं व्रज।" એમ કહ્યું હતું. પાશ્ચાત્ય વિચારની અસરમાં આવેલા આપણા વર્તમાન

સમયના સુધરેલા બંધુઓમાં આ વિચાર ઊંડો ઘર કરી બેઠેલો છે કે ઈશ્વર પણ આપણા પોતાના, આપણી યોજનાઓના, આપણા આદર્શોના, વગેરે કાર્યને માટે છે; અને તેને પ્રાપ્ત કરી આપણે ધારેલું કાર્ય, મનથી સ્વીકારેલી યોજનાઓ વગેરે વગેરે સિદ્ધ કરીશું. ઘણી ઠોકરોને અંતે, છેવટે શીખવાની ફરજ પડે છે કે માણસના માનસિક આદર્શો, વિચારો, યોજનાઓ વગેરેને સફળ કરવા માટે ઈશ્વર અસ્તિત્વ ધરાવતો નથી ઈશ્વરના હેતુ સિદ્ધ કરવા માટે આખું વિશ્વ જીવન ધારણ કરે છે. તેના હેતુની સિદ્ધિ માટે પ્રકૃતિ જડ પદાર્થમાંથી ચેતન પ્રત્યે વિકાસ પામી છેવટે મનુષ્યમાં બુદ્ધિ તથા મનને પ્રાપ્ત કરે છે. પરંતુ એ કાંઈ ઈશ્વરના હેતુની છેવટની હદ નથી. તેનાથી પર ભૂમિકાઓ પણ અસ્તિત્વ ધરાવે છે અને પ્રકૃતિ હમણાં તેમના પ્રતિ ગમન કરી રહેલી છે.

હવે પ્રશ્ન એ થવાનો સંભવ છે કે "પ્રભુનો હેતુ" શી રીતે જાણી શકાય? એનો ઉત્તર ઘણો લાંબો થવાનો સંભવ છે. પરંતુ એટલું તો નક્કી છે કે મનદ્વારા તે હેતુની માત્ર અપૂર્ણ ઝાંખીજ થવાની. અને જ્યાં સુધી માણસ તેમાં પરિમિત રહે છે ત્યાં સુધી તે ઝાંખી જ્યોતથી જ તે પોતાનું જીવન દોરવાનો. પરંતુ તેનાથી પર જતાં સત્યનો સૂર્ય તેની પોતાની દિવ્ય ભૂમિકામાં સ્વતઃ પ્રકાશે છે. એટલુંજ નહિ

પરંતુ મનના સર્વ સંશયોને દૂર કરી શકે એવું પ્રમાણુસિદ્ધ જ્ઞાન આપી શકે છે અને આ વ્યવહારૂ પ્રમાણ આપવાની શક્તિ એ આધ્યાત્મિકતાની (સ્થૂળ દૃષ્ટિને માટે) કસોટી ગણી શકાય.

પ્રત્યેક વ્યક્તિના અસ્તિત્વની પાછળ પ્રભુનો હેતુ હોય છેજ. તેને જાણવા માટે વિધવિધ આદર્શો, વિચારો, તત્ત્વજ્ઞાનો વગેરેનો મન ઉપયોગ કરે છે. આ ઉપરથી જણાશે કે દરેક "યોગ કરશેજ" અથવા "દરેકે યોગ કરવો જોઈએ" એ વિચાર ખરો નથી. કારણકે કેટલાકનો વિકાસ તેને માટે પરિપક્વ થએલો હોતો નથી, પરંતુ એ વળી વિષયાંતર થયો! ઉપર જણાવેલા વિચારથી વળી એમ પણ પ્રાપ્ત થતું નથી કે માણસે પોતે, "હું યોગને માટે નાલાયક છું" "મારે તે કરવાની શી જરૂર છે," એમ કહી હાથ જોડીને પોતાના વિકાસનો માર્ગ બંધ કરવો જોઈએ. એનો અર્થ એટલોજ છે કે કોઈની પ્રકૃતિના વિરુદ્ધ તેણે પોતે અથવા બીજાઓએ તેના ઉપર બીજો આદર્શ બહારના પ્રયાસથી નાખવા યત્ન કરવો એ યોગ્ય નથી. વળી આ મતમાં પોતાના વિચારો દર્શાવવાની કે બીજાઓને કહેવાની છૂટનો અભાવ નથી એ પણ ધ્યાનમાં આવશે.

અંતરમાં માગણી થતાં બીજા સર્વ કૃત્રિમ વિચારોને

દૂર કરી તેની પાછળ જ માણસે લાગી જવું જોઇએ, અને છેવટે તેને જણાશે કે પોતે કશું પણ ગુમાવ્યું નથી, કર્મનો ત્યાગ કર્યો નથી; પરંતુ સમ્રાટની પેઠે સ્વતંત્ર, મુક્ત અને પ્રતાપી કર્મ કરવાનો હક્ક તેણે પ્રાપ્ત કર્યો છે.



પ્રયોગાત્મક વ્યવહારૂ શાસ્ત્રો ( Applied Sciences ) વગેરે વિચારો સ્થૂલ વસ્તુ જોડે જે વિદ્યાનો સંબંધ હોય તેને માટે બરાબર છે, પરંતુ યોગ જેવી બાબતને તો સર્વે અંતરનાં કાર્યો સાથે જ સંબંધ હોવાથી તેનો પ્રયોગ ( application ) પ્રથમ આંતરમાં અને પછીથી આંતરના રૂપાંતરના પરિણામ રૂપે બાહ્ય જીવનમાં થવો જોઇએ. અર્થાત્ "બાહ્ય જીવન એ માણસનું ખરેખરું જીવન છે" એ પ્રચલિત વિચાર યોગની દૃષ્ટિથી જોતાં ખરો નથી. માણસ કર્મ, વિચાર, લાગણી, શારીરિક ધર્મો વગેરે દ્વારા (બહાર) પોતાનું જીવન વ્યક્ત કરે છે. પરંતુ તે તેના આંતર જીવનનું અપૂર્ણ પ્રતિબિંબ જ હોઇ શકે. આ વિચારના સમર્થનમાં વધારે લખવું જરૂરનું ધારતો નથી ઘણીએ વાર આંતરના અને બહારના જીવન વચ્ચે ભેદ જોવામાં આવે છે. તે બતાવે છે કે માણસનું આંતર જીવન તેના બહારના જીવન કરતાં જુદું હોઇ શકે. વળી આંતર જીવનમાં ફેરફાર

થતાં બહારના જીવનમાં આપોઆપ ફેરફાર થાય છે એ બતાવે છે કે બહારના જીવનનો આધાર આંતર જીવન ઉપર રહેલો છે. અર્થાત્ આ વિષયનો પ્રથમ પ્રયોગ (application) આંતર જીવનનું રૂપાંતર કરવામાં થાય એ જ બરાબર છે અને તેને પરિણામે બાહ્ય જીવનમાં જે પરિવર્તનની જરૂર હોય તે થવાનું જ.

આપણા દેશના પ્રાચીન ઋષિઓ કાર્યની એ પદ્ધતિ સ્વીકારતા એવું માનવાને ઘણાં કારણો મળી આવે છે. બાહ્ય જીવનમાં જે કંઇ પ્રત્યક્ષ કરવું હોય તે પ્રથમ આંતર જીવનમાં પ્રત્યક્ષ કરવું જોઇએ એ તેમનો સિદ્ધાંત હતો. આ વિચારના પૂરાવા કોઇક વાર ટાંકીશ.



જ્યારે આંતર પરિવર્તન બાહ્ય જીવનના ઉપર અસર ઉપજાવે છે ત્યારે "સ્થૂળ જીવન શુદ્ધ અને સંસ્કારી" કરવાની તમે જે આશા રાખો છો તે સફળ થવાનો સંભવ છે. પરંતુ બાહ્ય જીવનમાં જે પરિવર્તન કરવાનું હોય તેની પાછળ રહેલું આંતર સત્ય જ્યાં સુધી આંતર જીવનમાં પ્રત્યક્ષ કરવામાં આવે નહિ ત્યાં સુધી ફક્ત બાહ્ય જીવનમાં અમુક ફેરફારો કરવાથી ખરેખરો ફેરફાર થઇ જશે એવી ધારણા ઉપર ચાલવું સલામત નથી.

આપણી પ્રવૃત્તિઓ "બળવાન અને તેજસ્વી" બનાવવાને તમે જેટલા ઉત્સુક છો તેટલો જ (કદાચ વધારે) હું પણ છું એ વિષે શ્રદ્ધા રાખશો. તેમને "બળવાન અને તેજસ્વી" બનાવવા માટે આત્મબળની જરૂર છે. અને રજોગુણથી પ્રેરાએલી વૃત્તિ કરતાં બ્રહ્મતેજની આવશ્યકતા વધારે છે. એ આત્મબળ નીતિનું, કે વ્રતપાલનનું પરિણામ હોતું નથી. એ બળ નીતિની વાડોમાં રહીને જ કાર્ય કરવાને બંધાયલું રહેતું નથી. (આ વાક્યની ગેરસમજૂતી થવાનો સંભવ હોવાથી તેનો ફોડ કરવો યોગ્ય લાગે છે. "નીતિનું બંધન" હોતું નથી એનો અર્થ તે અનીતિથી પ્રેરાય છે એવો કરશો નહિ. એનો અર્થ એટલો જ કે નીતિના સમાજે સ્વીકારેલા સારા-નરસાના ખ્યાલોથી તે પર હોય છે. "નીતિથી નથી બંધાયલું હોતું" એટલે કે તે નીતિથી ઓછું હોય એમ નહિ. પરંતુ નીતિથી પર હોય છે અને પ્રત્યેક અવતારના જીવનમાં હંમેશાં નીતિના પ્રચલિત – સામાજિક – ધોરણનો ભંગ જોવામાં આવે છે એ તેનો પુરાવો છે.) વળી તે બળ માનસિક ભૂમિકામાં રહીને કાર્ય કરી શકે છે ખરૂં. પરંતુ તેની પોતાની ભૂમિકા મનથી પર હોય છે અને તે ભૂમિકાને પ્રાપ્ત કરતાં તે બળ મનમાં જેટલા બળથી કાર્ય કરી શકે છે તેના કરતાં અનંત ગણા બળથી મનથી પર ભૂમિકામાં રહી કાર્ય કરી શકે છે. એ બળ મેળવનારાઓએ ઉપનિષદ્‌નું વાક્ય નજર આગળ રાખીને ઝંપલાવવું જોઇએ. "क्षुरस्य धारा

निशितास्य पंथाः" એ માર્ગ અસ્ત્રાની ધારના જેવો તીક્ષ્ણ છે.

પ્રાચીન સમયમાં મહાન ચક્રવર્તી રાજાઓ પણ ઝુંપડીમાં રહેનાર એક ઋષિના "બ્રહ્મતેજ"થી કાંપતા, તે કેવળ રૂઢિના બળથી પ્રેરાઇ બ્રાહ્મણોનું વર્ચસ્વ સ્વીકારવા ખાતર નહિ. પરંતુ તેમના બળ કરતાં તે બળ અનંત ગણું સમર્થ હતું તેટલા માટે; એ બળ હમણાં પણ હિંમતવાન, ધૈર્યવાન અને શ્રદ્ધાવાન વ્યક્તિઓ ધારે તો મેળવી શકે એવી મારી શ્રદ્ધા છે.

તું કટાક્ષમાં નથી લખતો તે વિષે મને જરા પણ શંકા નથી. પરંતુ તમે બધાએ ત્યાં રહી હું સંગીન કામ કોને કહેવાય એ આટલો બધો જલદી ભૂલી જઇશ એમ માની બેઠા છો. એ જાણીને મને મનની પરિમિતતાઓ ઉપર ખૂબ રોષ થાય છે (વ્યક્તિ ઉપર નહિ એ ધ્યાનમાં રાખશો). હું જુગારી છું, મને પરવા નથી. તમારો સર્વેનો અવ્યવહારૂતાનો એ આરોપ સ્વીકારવા હું તૈયાર છું. પરંતુ મને લાગે છે કે ભારતવર્ષમાં કાર્ય સંગીન પાયા ઉપર કરવાનો આ ખરો માર્ગ છે એટલું જ નહિ, પરંતુ અત્યાર સુધીનો આખા દેશનો ઇતિહાસ જોતાં મને આ કાર્યપદ્ધતિ પ્રત્યેક નવયુગમાં અનિવાર્ય રીતે કાર્ય કરતી જણાય છે અને તે મારા આત્મપ્રયત્નથી સિદ્ધ થઇ શકે તો તે કરવા હું બીજું બધું છોડવાને તૈયાર છું. "આધ્યાત્મિક ઉન્નતિને જીવનની

२१७५२

ઉચ્ચમાં ઉચ્ચ કોટિ" તરીકે તું સ્વીકારવાને તૈયાર છે પરંતુ સર્વે (મંડળની) વ્યક્તિઓ તેમાં તારી જોડે સંમત થાય એવું મારૂં માનવું નથી. "એ કોટિએ પહોંચ્યા પછી મનુષ્ય સ્થૂલ કાર્યને માટે યોગ્ય રહેતો નથી." એ વિચાર મને ખરો લાગતો નથી. પ્રથમ તો સ્થૂળ કાર્ય એ જ માત્ર કાર્ય છે એ ભ્રમ ઘણાકના મનમાં હોય છે તે દૂર કરવાની ખાસ જરૂર છે. વળી જે માણસ સ્થૂળ કાર્ય માટે યોગ્ય ન હોય તેનું કાર્ય જુદું હોઇ શકે અને તે તદ્દન નકામું પણ ન હોય એટલું તો તું સ્વીકારશે.

"રાજસિક અસ્મિતા લુપ્ત થતાં" તેનું સ્થાન લે એવી કોઇ અસાધારણ અસ્મિતા તેનામાં જાગૃત થાય છે એ બાબત તું તારા પત્રમાં ભૂલી જાય છે. "રાજસિક અસ્મિતા-દ્વારા જ કાર્ય થઇ શકે એવી માન્યતા પણ તું સ્વીકારી લે છે તે સામાન્ય પ્રકૃતિ માટે ખરી છે. પરંતુ રજોગુણ એ જ સર્વ ગુણોનો પ્રેરક છે એ સિદ્ધાંત સર્વાંશે સત્ય નથી. રજોગુણ જતાં તેનું સ્થાન શક્તિ લે છે, અને તે "શક્તિ" ત્રિગુણાતીત હોવા છતાં, જગતમાં કાર્ય કરવાનું સ્વીકારે છે અને સ્થૂળ પરિણામો ઉપજાવી શકે છે. અર્જુનને ગીતામાં શ્રીકૃષ્ણ ભગવાને શું રજોગણી અસ્મિતાદ્વારા લડવાનો બોધ આપ્યો હતો? હું નથી ધારતો. શંકરાચાર્યે "માયાવાદ"થી જગતનું મિથ્યાત્વ સિદ્ધ કરી ૩૨ વર્ષમાં હિમાલયથી કન્યા-

કુમારી સુધી સખ્તમાં સખ્ત કર્મદ્વારા તેનું પ્રતિપાદન કર્યું. એટલું જ નહિ પરંતુ બૌદ્ધધર્મની મીમાંસાને જડમૂળથી ઉખેડી નાખી. એ શું કર્મનો અભાવ છે?



જનસમૂહ એ સ્થિતિને નહિ પહોંચી શકે તેને વિષે મને જરા પણ શંકા નથી. હું પણ જાણું છું કે પ્રત્યેક અસહકારી મહાત્મા ગાંધી ન થઇ શકે. છતાં મહાત્માના કાર્યની જીવનભૂત સિદ્ધાંતની અસરનો છાંટો તેને મળે અને કેટલાક માણસો મહાત્માની કોટિએ અમુક વર્ષો પછી પહોંચી શકે. પરંતુ તેથી એમ સિદ્ધ નથી થતું કે કોઇએ તેટલા માટે એ પ્રકારનું જીવન, બુદ્ધિમાં ઉતરે તો, ગાળવા માટે તૈયાર થવું નહિ. તમસ્‌માંથી રજસ્‌માં લઇ જવા માટે જાતે હમેશાં રજોગુણમાં જ રહેવું જરૂરનું નથી. સમાજમાંથી અમુક વ્યક્તિ પોતાનાથી જેટલે ઊંચે જવાય તેટલે જતાં આપોઆપ ઊર્ધ્વગતિનું મોજું ઉત્પન્ન થાય છે અને પ્રત્યેક પોતાનાથી જવાય એટલું જવાના. અર્થાત્ તમોગુણી પ્રથમ રજોગુણમાં આવવાના. આપણે તો ફક્ત ઊર્ધ્વગતિ ઉત્પન્ન કરવાની છે અને તે પણ આપણાથી જેટલે ઊંચે જવાય તેટલે જવા માટે યત્ન કરવાનો છે.



"योगः कर्मसु कौशलम्" એનો અર્થ લોકમાન્ય બાલ ગંગાધરતિલકની ગીતામાં જરૂર ભાષાંતર અને ટીપણીમાં જોઈ લેશો. ત્યાં એનો સરળ અર્થ આપેલો છે. હું ધારૂં છું કે જરૂર તું આ કામ આગળ ઉપર કરવાનો ખ્યાલ ન રાખતાં જલદીથી જ કરશે જેથી આ સામાન્ય રીતે ગેરસમજ ઉત્પન્ન કરનારા શ્લોકનો અર્થ બરાબર જણાય. હું શ્રીઅરવિંદની ટીકા પણ તને બતાવત. પરંતુ એ તો મારા પોતાના વિચાર પ્રમાણે મેં અર્થ કર્યો અને તમને તે સ્વીકારવાને કહ્યું એવી પક્ષપાત વૃત્તિ દેખાવાનો ભય રહે છે. શ્રીઅરવિંદે પણ "Yoga is skill in works" એ મથાળાનો એક લેખ 'આર્ય'માં લખ્યો છે. તે 'આર્ય'ની ફાઇલ મંગાવી વાંચી લેશો તો અર્થ જણાશે. योगः कर्मसु નો અર્થ હોશિયાર મોચી પણ યોગી છે અને સારી વકીલાત કરનાર વકીલ પણ યોગી છે એવો થતો નથી એટલું તો નક્કી. બુદ્ધિયોગ સ્થૂલ કર્મ કરતાં ચઢીઆતો છે; અને સમત્વ યુક્ત બુદ્ધિથી કર્મ કરતાં કર્મનું બંધન કર્મ કરનારને લાગતું નથી, અને એ પ્રમાણે બંધનમાં પડ્યા વિના કર્મ કરવાં એ ખરેખરી કુશળતા છે એવો એનો અર્થ છે. कर्मसु योगः कौशलम् એવો અન્વય કરવાનો છે. યોગની દૃષ્ટિથી અથવા તો યોગના સાધન તરીકે—યોગના ઉપર નજર રાખીને—તે હેતુથી પ્રેરાઇને કર્મ કરવાં એ કર્મમાં ખરેખરી કુશળતા છે, એવો અર્થ થાય છે. આગળ પાછળના શ્લોકોનો સંબંધ જોઈ વાંચશો તો તમને

પોતાને પણ તે સ્પષ્ટ જણાશે.



"ગુજરાતમાં વ્યાયામની જરૂર છે. અને તે કાર્ય ગમે તે પ્રકારે થાય તેમાં વાંધો નથી" એ વિચાર ખરો લાગે છે? દાન આપતાં દયા ભાવ જોઇએ. છતાં કોઇને કાઢી મૂકવાને બે પૈસાનો ઢગુ મારીએ તે દાન કર્યું એમ કેમ કહેવાય? આંતર હેતુ ઉપર જ કર્મની કિંમતનો આધાર છે. તેના બાહ્ય સ્વરૂપ ઉપર કે સ્થૂલ પરિણામ ઉપર નહિ. આંતર–સૂક્ષ્મ હેતુ સિદ્ધ કરવાને સ્થૂલ કાર્ય પણ કરવું પડે એ તારૂં કથન સ્વીકારૂં છું, પરંતુ તે કાર્ય–સ્થૂલ કાર્ય જ તેનો હેતુ ન હોય એ પણ તદ્દન સ્પષ્ટ છે.

સૂક્ષ્મ જીવન પ્રત્યેની તીવ્રતા તેં જાતે કમી કરી એ મને સારૂં લાગતું નથી. જો માણસ સત્યની પાછળ ખરેખરા અંતઃકરણથી ચાલ્યો જ જાય તો તેમાં તેનું અને તેની આજુબાજુ આવી રહેલા જગતનું જરૂર કલ્યાણ છે એવું મારૂં માનવું છે. અલબત્ત, ગમે તે માણસ ગમે તે વસ્તુને સત્ય માનવાને છૂટો છે. પરંતુ તેના અનુસરણમાં તેણે ખરેખરા હૃદયથી પડવું જોઇએ

લિ.

**સ્નેહાધીન**

. . . .

[ ૨ ]

પોંડિચેરી,
તા. ૨૦ : ૨ : '૨૪

**પ્રિય ભાઇ ...,**

તમારો પત્ર મળ્યો. ......વિષે પણ જાણ્યું. એ જાતે કાગળ લખે તો સારૂં.

......ની નિર્બળતા વિષે મારો અંગત મત એ છે કે તેને કેટલાક બંધુઓ આપે છે તેટલું મહત્વ આપવું વ્યાજબી નથી. છતાં તેને દૂર રાખવા જેવું લાગે તો તે પ્રમાણે કરવામાં મારી સંમતિ છે--અલબત્ત, એને સુધારવાનો એ રસ્તો નથી એટલું તો નક્કી.

આપણી સંસ્થાઓનો હેતુ કેવળ શરીરો ખીલવવાનો હોય તો મારે તે વિષે કશું જ કહેવાનું નથી. પરંતુ જો આપણો મુખ્ય હેતુ વિદ્યાર્થીજીવન ઘડવાનો હોય તો કૃત્રિમ વાડો અને કાયદાઓ જેટલાં ઓછાં હશે તેટલું સારૂં છે.

નહાનાઓ માટે તો છૂટ,—અને અમુક વાતાવરણ જો ઉત્પન્ન કરી શકાતું હોય તો-સર્વ પ્રકારની છૂટ—,આપવાનો હું હિમાયતી છું. વાતાવરણની અસર ટકાવવા માટે અસાધારણ

પ્રભાવશાળી એક વ્યક્તિ કોઈક વાર સફળ થાય એ બનવા-જોગ છે, પરંતુ ખરી રીતે તો સરખી ઉમરવાળા, અને સમાન આદર્શસેવી યુવાનોનું કે મોટાઓનું મંડળ એ કાર્ય વધારે સારૂં બજાવી શકે. જલદી જલદી કામ કરી નાંખવાના લોભમાં તણાઇ વાતાવરણને વારે વારે છિન્નભિન્ન કર્યા કરવાથી સંગીન અને ચિરસ્થાયી જીવનપરિવર્તનો કરવાં અશક્ય છે. એવામાં કાંઇક કામ તો થતું દેખાવાનું એ ખરું છે, પરંતુ અધોગામી વૃત્તિઓ, વિકારો, કુસંપ, ઇર્ષ્યા વગેરે પણ પુષ્કળ પ્રમાણમાં સાથે સાથે હોવાનાં. આપણે વાંછીએ છીએ એકતા, શૌર્ય, તેજ, પવિત્રતા, સેવા, ઉચ્ચ જીવન માટે ઝંખતો, સ્વાર્થત્યાગને નિત્ય કર્મ તરીકે વ્યવહારમાં ઉતારવા મથતો બળવાન અને બુદ્ધિવાન યુવકસંઘ. તેને માટે તો પ્રત્યેક વ્યક્તિના અંતરનું દષ્ટિબિંદુ ફરવું જરૂરનું છે. અને તે ફરવામાં વાતાવરણ એક અદૃશ્ય પરંતુ સબળ તત્ત્વ છે અને તેનો આધાર આંતર જીવન ઉપર રહેલો છે.

જુવાન વિદ્યાર્થીઓ પાકયા પહેલાં તેમને છૂટા પાડી કામે વળગાડવાથી કાર્યને લાભ થતો ઘણી વાર અટકે છે એટલું જ નહિ પરંતુ કેટલીક વાર તો પોતાની આજુબાજુના વાતાવરણમાં ઘસડાતા બિચારા જુવાનની સેવા દેશ હમેશને માટે ગુમાવી પણ બેસે છે. દ... ને ગ... કામ ઉપર ચઢી ગયા તે મને જરા પણ પસંદ નથી.

એવા જુવાનો તો જુથમાં હોય એ પ્રથમ તો ઈષ્ટ છે. બીજું એ સંઘમાં કોઇ બે-ત્રણ વ્યક્તિ આંતરજીવન પ્રત્યે દૃષ્ટિ રાખીને ગાળનારી હોવી જોઇએ. જવાબદાર કાર્યો એવા મંડળમાં રહીને કરવાનો પ્રથમ અભ્યાસ થાય તે ખાસ જરૂરનું છે — જેથી ઘણી અનિષ્ટ વસ્તુઓ ઘસાઇ જાય. એવાં કાર્યમાં "બંધારણ"ને મુખ્ય બનાવવાથી હેતુ ભાગ્યેજ સરે છે. બંધારણ તેઓનું જ બાંધેલું હોય તો જુદી વાત છે - બહારથી તેમના ઉપર નાંખવામાં આવે તો તો સોમાં નેવું વખતે તે નકામું જ નીવડવાનું.

વળી, વિદ્યાર્થીઓ પોતે બંધારણ કરીને પોતાના વ્યવસ્થાપકો ચૂંટે એ સિદ્ધાંત રૂપે સારૂં દેખાય છે, પરંતુ તેનાથી કેટલીક વાર પ્રશ્ન ઉકલતો નથી. ખેડા જેવા તકરારીઆ જિલ્લામાં ગમે તેવા બંધારણનો ઉપયોગ તડાં, મતભેદ વગેરેને પોષવામાં થઇ શકે એટલું જ નહિ, પરંતુ મત આપવામાં આચરાતી સર્વ પ્રકારની હલકાઇ, ખાનગી વેર અને કેવળ ઈર્ષાને પણ કાર્ય કરવાનું તે સાધન થઇ પડે છે!

બંધારણની અગત્ય સ્વીકારવા છતાં તેની મર્યાદાઓ હું વીસરી શકતો નથી અને વ્યક્તિવિકાસની ઉપયોગિતા પણ હું ગૌણ માનતો નથી. મારા અભિપ્રાય પ્રમાણે નવીન સૃજનનું

બિંદુ વ્યક્તિ છે—સૃજનની ક્રિયાનું સંજીવન બીજ વ્યક્તિને જ ગણું છું.

× × ×

તમે ત્યાંના સમાચાર લખશો. ... કાગળ લખવાનો બેચાર મહિનાઓ થયાં આગળ ધકેલાયા કરે છે.

લિ.
**સ્નેહાધીન**
. . . .

---

The man at the centre of the institution is the soul of the institute. **He** is the institution, **not** the body of the institution, however extensive & active and wielding resources however ample.

**B. K. Thakor**

[ ૩ ]

પોંડિચેરી,
તા. ૩૦ : ૩ : '૨૪

**પરમ પ્રિય ભાઇ મૂ.,**

**તમારો** પત્ર મળ્યો. પુસ્તકો તમને મળી ગયાં જાણી આનંદ થયો.

આપણાં ગામડાંઓમાં કરવાનું કાર્ય તો હજી ઘણાં વર્ષો સુધી ચાલશે. ચાલુ રાજકીય કાર્યમાં ગામડાના રચનાત્મક કાર્યને સૌથી અગત્યનું સ્થાન આપવું એ ભૂલ છે. ઇજીપ્તમાં કેળવણીનો કે રચનાત્મક કાર્યક્રમ પાર પડ્યો એમ માની લેવું એ ભૂલ છે. રાજકીય કાર્યમાં રાજકીય રીતિ જ વધારે ઉપયોગી છે. અલબત્ત, જેમને રચનાત્મક કાર્યમાં જ રસ પડતો હોય તેમને કોણ ક્યારે રોકી શક્યું છે? એ તો આપણને હમણાં સ્વતંત્રતા મળે તો પણ કરવું જ પડશે. ગામડાંના કાર્યક્રમમાં ત્યાંની સામાજિક અને આર્થિક પરિસ્થિતિમાં સમૂળું પરિવર્તન થયા વિના ત્વરાથી પ્રગતિ થવી મુશ્કેલ છે. વિચારોનું પરિવર્તન કરવાની ઘણી જરૂર છે. પરંતુ તે પણ ધીમે ધીમે જ બને છે.

તમે પ્રકૃતિના ત્રણ ગુણો – સત્ત્વ, રજ અને તમ વિષે

ખુલાસો પૂછ્યો છે તેના ઉત્તરમાં જણાવવાનું કે એ ત્રણેનાં લક્ષણો બહુ જ સાદાં હોઈ તેમને પારખવાં મુશ્કેલ નથી. અલબત્ત, એ ત્રણેની પરસ્પર ગૂંથણી અને આપણા અંતરની એકેએક ભૂમિકા ઉપર થતી તેની અટપટી ક્રિયાના તાર છૂટા કરવા ઘણું મુશ્કેલ કાર્ય છે. પરંતુ તમ એટલે પ્રકૃતિમાં — પછી તે આપણા અંતરમાં કે આપણી બહાર ગમે ત્યાં હોય — રહેલી જડતા, સ્થૂલતા, અચેતનતા, વિનાશ પ્રત્યે ગતિ કરવાની વૃત્તિ. એ બધાં તેનાં સામાન્ય લક્ષણો છે. માનવની પ્રકૃતિમાં જુદી જુદી ભૂમિકા ઉપર તે જુદે જુદે સ્વરૂપે જોઈ શકાય છે. શરીરમાં આળસ, જડતા, વ્યાધિ, થાક[1] વગેરે વૃત્તિ રૂપે; પ્રાણમાં ક્ષુદ્રતા, હલકાઈ, નિષ્ક્રિયતા

---

[1]થાક અને નિદ્રા અને lying fallow – તમોગુણના પ્રકાર મને નથી લાગતા. Life force લોલકમય ગતિએ પ્રવર્તે છે. Undulatory rhythym વિશ્વવ્યાપી છે, તેના એ ઉપાધિ ગણું છું. **બ. ક. ઠાકોર**

**ઉત્તર:** થાક વગેરે તમોગુણના જ ધર્મો ગણાય, અને લોલકમય ગતિ જ્યારે થાકના બિંદુએ પહોંચે છે ત્યારે જ તે સ્થિતિને તમસ્ કહેવાય છે.

વળી, યાદ તો રાખવાનું જ કે હું કેવળ પ્રાણશક્તિ (life: force)ની નહિ પરંતુ ચેતના (consciousness)ની વાત કરું છું. **અં. પુ.**

વગેરે રૂપે; અને મનમાં વિચારવિહીનતા, અજ્ઞાન, માનસિક શિથિલતા, રૂઢિરક્ષકતા વગેરે રૂપે તે જણાય છે. ચિત્તમાં–હૃદયમાં–લાગણીના અભાવ રૂપે અર્થાત્ શુષ્કતા રૂપે તે રહે છે.

ક્રિયાત્મકતા – સક્રિયતા – બલ – વગેરેનો આવિર્ભાવ કરવો એ રજોગુણનો[2] સ્વભાવ છે. સ્થૂલ વિશ્વમાં અણુ પરમાણુની વિદ્યુતની ગતિથી માંડીને સૂર્યની ઉષ્મા અને નદીના પ્રવાહો, વગેરે અનેક વ્યાપારો તેને આભારી છે. માનવમાં જુદી જુદી ભૂમિકા પ્રમાણે તે ગુણ જુદે જુદે રૂપે દેખાય છે: સ્થૂલ શરીરના ક્રિયાત્મક ધર્મો, રૂધિરનું ફરવું,

---

[2] ઉષ્મા તે રજોગુણ<br>કાંતિ ભર્ગ તે સત્ત્વગુણ } એ રૂપકો ઠીક લાગે છે.

પણ માત્ર રૂપકો સાદૃશ્યો ( metaphors analogics ) ને કેટલે સુધી વળગવું એ સવાલ મને તો ગહન લાગે છે.

Harmony તે સત્ત્વ એ શબ્દજાલ જ ન હોય ? અથવા life forceને જ આંદોલનમય એટલે સમતુલાની ઇચ્છા સમતુલાની ભાવનાવાળું સમતુલાની સ્થિતિમાં જ પૂર્ણતાએ ખિલનારું અને પ્રકટ થતું ગણિયે — સૌંદર્યધ્યેયી આનંદહૃદયી ગણિયે તો એના ત્રણ ગુણોમાંના એક સત્ત્વની વ્યાખ્યા જુદી જોઇએ: નહીં વારુ ? બ. ક. ઠાકોર

શ્વાસનું ચાલવું વગેરે — તથા ચંચળતા, સ્ફૂર્તિ વગેરે તેને આભારી છે. પ્રાણમાં વાસના, કામના, મહત્વાકાંક્ષા વગેરે રૂપે તે પ્રગટે છે. ખરૂં જોતાં પ્રાણ એ રજોગુણનું કેન્દ્ર છે: હૃદયમાં (ચિત્તમાં) ભાવના અસ્થિર, ચંચળ ઉભરાઓ રૂપે રજોગુણ દેખાય છે. મનમાં ક્રિયાત્મક વિચાર રૂપે યા તો ઇચ્છાશક્તિ – તપશઃક્તિ (will-power) રૂપે તે કાર્ય કરે છે.

સત્ત્વ એ સમતુલાનો, અને સંવાદવાળો ગુણ છે. તેનામાં એકસૂરતા સ્થાપન કરવાનો ગુણ છે — કોઇ પણ ભૂમિકા ઉપર. સ્થૂલ જગતમાં વિધવિધ. પરસ્પર વિરોધી શક્તિઓ વચ્ચે સમતોલપણું સ્થાપન કરી, તેને જાળવી રાખીને પદાર્થોનું અસ્તિત્વ તે ટકાવી રાખે છે. પદાર્થના અણુપરમાણુઓનાં આકર્ષણ અને સંઘટ્ટનને પરિણામે તે ગુણ –

---

**ઉત્તર:** બહુ દૂર વળગી રહી શકાય તેવાં સાદશ્યો ખરૂં જોતાં કવિત્વને આભારી હોય છે. એમાં દર્શનની શક્તિ કોઇ વાર પ્રકટ થાય છે.

Harmony એ સત્ત્વ એમ એકદમ કહી દેવાય નહિ. Harmony એ સત્ત્વનો પ્રધાન ગુણ કે ધર્મ એટલું જ. માનવસ્વભાવમાં સત્ત્વને પરિણામે **સૌમ્યતા** આવે છે.

અં. પુ.

એક જાતનું સમતોલપણું ન જાળવે તો બધાં અણુપરમાણુઓ ચોતરફ વેરાઇ જાય અને પદાર્થ છિન્નભિન્ન થઇ જાય.

એ જ ગુણ માનવમાં અને પ્રાણીઓમાં શરીરનું આરોગ્ય, જાળવી રાખે છે. શરીરમાં પ્રાણની યોગ્ય વહેંચણી કરી જીવનને ટકાવી રાખે છે. તથા જુદી જુદી દેખાતી પ્રાણ-શક્તિવાળા દેહો વચ્ચે એક રાગ ઉપજાવી નવી પ્રજા રજોગુણ-દ્વારા ઉત્પન્ન કરાવે છે. એ ગુણ હૃદયમાં સ્નિગ્ધતા લાવે છે. તથા હૃદયની જુદી જુદી ઊર્મિઓ વચ્ચે એક રાગ ઉત્પન્ન કરી સમતોલપણું સમાવે છે. બુદ્ધિના પ્રદેશમાં સત્ત્વ ગુણને લીધે વિધવિધ વિચારો વચ્ચે મેળ બેસાડવાની શક્તિ તથા મનને તદ્દન શાંત રાખી સૌમ્યતા જાળવવાની શક્તિ આપે છે. સત્યની પ્રતિષ્ઠા મનમાં સત્ત્વગુણના કાર્યને પરિણામે થાય છે.

આ ત્રણેની ગૂંથણી આપણા અંતરમાં અનેક રંગ-બેરંગી મેઘધનુષ્યો ઉત્પન્ન કરી માનુષી જીવનને તેની મોહકતા, રસિકતા, પ્રયત્નો, કલહો, નિરાશાઓ વગેરે આપે છે.

**આ ત્રણેયથી પર[3] થયા** વિના પૂર્ણતા મળે નહિ.

---

[3]સત્વથી પણ? બરાબર છે. Life foree તેના ત્રણે ગુણોથી પર અને વિશેષ છે: અંગુષ્ઠમાત્ર ભલેને, પણ

હું ધારૂં છું કે આટલા લખાણ ઉપરથી ત્રણ ગુણનાં સ્વરૂપનો કાંઇક ખ્યાલ તો તમે બાંધી શકશો.

...... નો કાગળ મળ્યો છે એમ તેમને જણાવશો.



---

એટલું ય તે પર અને વિશેષ. મને તો સત્ત્વ = સમતુલા, સત્ય, એ કથન જુદી રીતે કથતાં પ્રાપ્ત થાય છે.

સમતુલા છે, સૌંદર્ય છે, આનંદ છે.
તે જ સત્ય છે.
તે જ સજીવન પરિણામ
આપવાના સામર્થ્યવાળું સત્ય છે.

બ. ક. ઠાકોર

**ઉત્તર:** આમાં પ્રાણશક્તિની life forceની કે પ્રાણની ચેતનાની મુખ્યત્વે હું વાત કરતો નથી. હું તો પ્રાણથી ઉપર "મન" અને મનથી યે ઉપર જે ચેતના છે તેની વાત કરૂં છું. અર્થાત્ ત્રણે ય ગુણથી પર અવસ્થા તટસ્થતા-વાળી — અને એ અર્થમાં પ્રાણની, દેહની તથા મનની ચેતનાની સાક્ષીભૂત તો ખરી જ, પરંતુ તે પોતે ત્રણેથી

નિશાળો તથા મ્યુનિસિપાલિટી વિષે જાણ્યું. હિંદુ-મહાસભા — આપણા હિંદુઓના ખાસ ગુણો (!) આળસ અને નિર્બળતાને — લીધે પરિણામ વિનાની નીવડે તો તેમાં આશ્ચર્ય શું? આપણા હિંદુઓમાં પ્રાણશક્તિની ઓટ એટલી જબરી થઇ છે કે કોઇ પણ પ્રયત્નમાં (સામાજિક અને સામુદાયિક) સતત ઝૂઝવાની શક્તિ જ જાણે નથી. મુસલમાનોમાં પણ તે નથી, છતાં તેમનામાં ઝનૂન અને અજ્ઞાનને પરિણામે તાત્કાલિક જોસ પ્રકટી શકે છે. જ્યારે હિંદુઓ સાવ નિર્જીવ ક્ષુદ્ર અને પ્રાણહીન છે!

એ પ્રાણશક્તિ જાગ્રત કરવા માટે વ્યાયામ, સાહસ,

---

અલગ હોવા ઉપરાંત ઉપર પણ જનારી. કેવળ life force ત્રણ ગુણથી પર છે એમ એટલા જ અર્થમાં સ્વીકારાય કે life force ને રજોગુણ સિવાય બીજા કોઇની કંઇ પડી નથી. પણ તે ત્રણ ગુણથી પર અવસ્થા નથી. એ તમ અને સત્ત્વની તમ વગરની સ્થિતિ.

સત્ત્વગુણ પ્રધાનપણે મનનો – બુદ્ધિનો ગુણ છે. તે પોતાનાં કાર્યને પરિણામે પ્રકૃતિમાં સમતુલા, સત્યની જિજ્ઞાસા વગેરે સ્થાપન કર છે અને પ્રાણમાં પણ તેની અસર પડે અને પ્રાણ પણ સાત્ત્વિક થાય એ શક્ય છે. પણ મૂળ એ ગુણ મનનો.

**અં. પુ.**

લડાઇઓ, ધાડ, ઉચ્ચી મહત્વાકાંક્ષાઓ, મુશ્કેલીઓ વગેરેની જરૂર ઘણી છે. સાથે સાથે વિશુદ્ધ પ્રાણનો પ્રવાહ પણ વહેવડાવવાની અગત્ય છે. વિશુદ્ધ પ્રાણશક્તિ પ્રાપ્ત કરવી મુશ્કેલ છે; એને માટે વિરાટ પ્રકૃતિ (સ્થૂલ અને સૂક્ષ્મ)માંથી પ્રાણદાયક તત્ત્વો ખેંચવાં જોઇએ.

× × ×

લિ.

**સ્નેહાધીન**

. . . .

[ ૪ ]

**પોંડિચેરી,**

તા. ૩૦ : ૪ :'૨૪

**પરમ પ્રિય ભાઇ બ.,**

× × ×

**માંદગીનું** પ્રકરણ પૂરું થયા પછી તમારા પત્રનો ઉત્તર નીચે પ્રમાણે:—

આપણાં ગામડાંઓમાં કાર્ય કરવાની અનેક મુશ્કેલીઓ-માંની સૌથી મોટી મારા અભિપ્રાય પ્રમાણે, આ છે:

ગામડાં એટલે તમોગુણના થરના થર. ખરું છે કે રાજકીય, આર્થિક, સામાજિક વગેરે ચળવળોનાં બળવાન રજોગુણી મોજાંઓ તેમના ઉપર ફરી વળે છે ખરાં. પરંતુ, ગામડાનાં મુખ્ય લક્ષણ આ છે: તમોગુણ, અજ્ઞાન, જડતા, વ્યસનો, પ્રમાદ, જુગાર, ભોગવિલાસની ક્ષુદ્રવૃત્તિ, ટૂંકી – સંકુચિત – દૃષ્ટિ; તુરતનો સ્વાર્થ ગમે તેમ કરીને સાધવાની દાનત, જવાબદારીનું અજ્ઞાન, એકસંપ થઇને કામ કરવાની અશક્તિ, સતત પ્રયાસ કર્યા કરવાની અશક્તિ, ઉચ્ચ માનસિક વાતાવરણની ગેરહાજરી, સૌંદર્યની ભાવનાનો લગભગ અભાવ, પૈશાચિક વૃત્તિઓ.— આ સર્વે તમોગુણની નિશાનીઓ છે.

એનું રૂપાંતર કરવા માટે રજોગુણ અને સત્ત્વગુણ એ બેમાંથી એક અથવા બેનું મિશ્રણ ઉપયોગમાં લઇ શકાય. રજોગુણ પ્રાણદાતા છે; શક્તિ, ઉત્સાહ, પ્રયાસ વગેરેનો પ્રેરક છે. તમોગુણને ભેદીને તેને રજોગુણ ચેતનવંતો બનાવે છે. જેટલો રજોગુણ વધારે તેટલી કામનાઓ પ્રબળ – મહત્વાકાંક્ષા અપરિમિત, નિશ્ચય દૃઢ અને ઉત્સાહ અતુલ.

પરંતુ એના ઉપયોગમાં બે મુશ્કેલીઓ નડે છે. (૧) રજોગુણની પરિમિતતા. બધી વ્યક્તિમાં આ ગુણ સરખો નથી હોતો. વધારે બળવાન પ્રાણમય કોઠો હોય તેજ અનંત પ્રાણશક્તિને ધારણ કરી શકે — બાકીનામાં તે પ્રગટ જ

ન થાય અને થાય તો શારીરિક કે માનસિક અવ્યવસ્થા કે શીઘ્ર મૃત્યુ ઉપજાવે. બીજી મુશ્કેલી વાતાવરણનું રજોગુણની પર થતું પ્રતિકાર્ય છે. રજોગુણથી ભરપૂર જુવાનને ૧૦ કે ૧૫ વર્ષ પછી જુઓ તો તમને આ વાત બરાબર જણાશે. તે ક્રમેક્રમે સંતોષી, ધીમો, બાંધછોડ કરવાની વૃત્તિવાળો, પોતાનાં કરેલાં કાર્યોની મૂડી ઉપર વ્યવહાર કરનારો થઇ જવાનો. અણપલોટાયલો જુવાન કોઇ પણ વ્યક્તિ કે સમાજના આંતરજીવન જોડે સંલગ્ન – જોડાયલો – ન હોય તો તેના પ્રાણની ઓટ ઘણી જ જલદી થાય. તેથી કંટાળીને કામ છોડી દે એ પણ તદ્દન સંભવિત છે.

આને માટે આંતરજીવનની ઉચ્ચ કક્ષા તેણે પ્રાપ્ત કરવા પ્રયત્ન કરતા જ રહેવું જોઇએ. એ પ્રયત્ન તેની પ્રાણશક્તિની ઓટ થતી બચાવવાનો એક ઉપાય છે. પોતાના અંતરનું તેણે નિરીક્ષણ સતત – જાગ્રત રહીને કર્યા જ કરવું જોઇએ; આદર્શની યાદદાસ્ત આંતરદૃષ્ટિ સમીપ રાખવી જોઇએ. પોતાની આજુબાજુની પરિસ્થિતિ જોયા જ કરવી જોઇએ. અને પોતાને તે હરાવે છે કે પોતે તેને બદલે છે તે ઝીણી નિરીક્ષણ બુદ્ધિથી જોવું; અને કાર્યક્રમ સ્પષ્ટ નજર આગળ રાખીને તેનાં સાધનો વ્યવહારૂ યોજવાં. મુસાફરી વર્ષ બેવર્ષમાં એકાદ વાર કરતા રહેવી. વિદેશમાં ચાલતી ચળવળ સાથે સંબંધ જાળવી રાખવો — અને પત્રોદ્વારા કે કોઇ પણ

પ્રકારે તેની માહિતી મેળવતા રહેવી. બની શકે ત્યાં બહારના કાર્યકર્તાઓને, સાહિત્યકોને કે સંસ્કૃતિના અભ્યાસકોને પોતાને સ્થળે આમંત્રવા.

એ પ્રમાણે ન થાય તો સામાન્ય રજોગુણના આવેશમાં ઝંપલાવનાર જુવાન કાં તો નિરાશ થઈ પાછા ફરવાના યા તો, રજોગુણના ભોગ થઈ પડી ધન, માલમિલ્કતની લાલચમાં પડવાના કે પછી ઐશ્વર્ય, અધિકાર–મોભો વગેરે મેળવવામાં ગૂંથાઇ જવાના કે પછી કામવાસના અને તેના સાથી દુર્ગુણોના ભોગ થઈ પડવાનાં.

લિ.

**સ્નેહાધીન**

. . . .

[ ૫ ]

**પોંડિચેરી,**

**૧૯૨૮**

**પરમ પ્રિય ભાઈ શ.,**

× × ×

**આપણા** દેશને તાલીમની, હિંમતની તથા શૌર્યની કેટલી જરૂર છે તે તેમને સમજાવવી. બળવાન શરીર કરતાં પણ વધારે અગત્યની બાબત તો એ છે કે તેમને સ્વભાવે બહાદુર

બનાવવા જોઇએ. લઢવાની શક્તિ, લઢાઇમાં ઘા મારવાની અને ઝીલવાની શક્તિ આવવી જોઇએ. તેમનો સ્વભાવ શૂરો થવો જોઇએ બીક સમૂળગી જતી રહેવી જોઇએ લઢવામાં આનંદ લેવાની શક્તિ આવવી જોઇએ.

× × ×

કામ કરાવનારે છોકરાંઓને પોતાનાં કરી લેવાં જોઇએ. તેમનામાં ખરેખરો ખેલાડીનો ગુણ (sportsman spirit) ઉત્પન્ન કરી રમતનો આજીવન શોખ લગાડી દેવો જોઇએ. તેમનામાં તંદુરસ્ત હરિફાઇની વૃત્તિ – વેરઝેર કે ચડસાચડસી વિનાની – જાગ્રત કરવી જોઇએ. રમનારાઓમાં ભાઇચારો આવે એવી રીતે કામ કરવું જોઇએ.

મર્દાનગી તો આપણા આઠ વરસના છોકરામાં પણ આવી જવી જોઇએ. મારામારી તો કરાવવી જ. તેમને માર ખાવાનો અને મારવાનો મહાવરો પડી જવો જોઇએ. ભલે તેનાથી જરા વાગે અને એકાદને નુકસાન થાય. નાનપણથી જાગેલી મરદાનગી કદી પણ લુપ્ત નહિ થાય. ...... માનસિક અને સૂક્ષ્મ વાતાવરણ તો પવિત્ર, ઉન્નતિમાં મદદ કરે તેવું, નાની જ ઉમરમાં આર્યસંસ્કૃતિનાં બીજોને સજીવન કરે તેવું તેણે ઉત્પન્ન કરવું જોઇએ..............

તારે પોતે આંતરજીવનમાં સતત જાગ્રત રહેવાની ઘણી જરૂર છે. પવિત્રતા, સહૃદયતા (Sincerity), સંગીન કાર્યમાત્ર કરવાની ધગશ, વ્યવસ્થા, નિયમિતતા, મૃદુતા સાથે મક્કમતા, પ્રેમ સાથે નિયંત્રણ; શૂરવીરતા સાથે દીર્ઘદર્શીતા અને પરિણામ દર્શીતા; આદર્શ સાથે ડાવકા અને ઠરેલપણું; પોતાની અપૂર્ણતાઓનું સાચેસાચું ભાન, અને સાથે સાથે આત્મવિશ્વાસ અને આત્મશ્રદ્ધા,–વધારે ઉચ્ચતા, પવિત્રતા, સહૃદયતા માટે અને નિઃસ્વાર્થતા અને સેવા માટે ભગવાન પાસે સતત માગણી; સર્વે કર્મો ઉન્નતિનાં સાધન તરીકે વાપરવાનું અચળ વ્રત; ખાવાપીવાથી માંડીને પ્રત્યેક સૂક્ષ્મ વિચાર ભગવાનને સમર્પણ કરવાની અને તેની પાસે **તેની** જે ઇચ્છા હોય, તે જાણવાની અને તેને વશ થવાની માગણી; દરેક વખતે પોતાનામાં કયી કયી વૃત્તિઓ ઉભરાય છે તેનું અવલોકન અને પૃથક્કરણ અસત્ય, પાપી, અજ્ઞાની, અહંકારી, અને કામનામય હોય તેનો ત્યાગ કરવાનો આંતરસંકલ્પ અને તે દૂર ન થાય તો તે કાર્યમાં ભગવાનની સહાય માટે પ્રાર્થના —વગેરે અનેક આંતરવ્યાપારો ઉપર તારે ધ્યાન આપવું જરૂરનું છે,—જો કર્મને આધ્યાત્મિક ઉન્નતિના પ્રબળ સાધન તરીકે વાપરવું હોય તો.

કુટુંબજીવનમાં પણ સંસ્કારિતા, મેળ, સંયમ, વ્યવસ્થિતતા વગેરે આવે તેવી વૃત્તિ ધારણ કરી પોતાના આદર્શોના પાલનમાં શિથિલતા ન આવે તે સંભાળવું જોઇએ.

આ બધામાં શ્રદ્ધા મોટી વસ્તુ છે. નાસીપાસી, મુશ્કેલીઓ, પોતાની અંદરની નિર્બળતાઓનું તીવ્ર ભાન; સંજોગોની પ્રતિકૂળતા વગેરે અનેક અંતરાયો છતાં આપણા હૃદય ઉપર હાથ મૂકીને જો ખાત્રીપૂર્વક એમ કહી શકીએ, કે "હું આ કાર્યને ભગવાનના કાર્ય તરીકે લઉં છું અને તેને માટે સર્વસ્વ અર્પણ કરવા તૈયાર છું; આજે મારામાં નિર્બળતાઓ છે, પરંતુ એક વાર તે દૂર થશે; આજે સંજોગો પ્રતિકૂળ છે, એક દિવસ તેઓ અનુકૂળ થશે"—તો એ શ્રદ્ધા જરૂર ફળશે, એ નક્કી માનવું.

વ્યાયામના કાર્ય માટે એ આંતર જરૂરીઆત ઘણી જ અગત્યની હોવાથી તેના ઉપર હું આટલો બધો ભાર મૂકું છું. કારણકે કદાચ વાણી કે વચનદ્વારા અથવા તો વર્તન-વડે બીજાઓ તમારામાંથી કાંઇ પણ નથી લેતા એમ તમને દેખાય તો પણ તમારા અંતરમાં પ્રગટેલી જ્યોતિમાંથી, તમારામાં ચેતતા અગ્નિની શિખામાંથી તમે તે જાણો નહિ તો પણ તેઓ કાંઇકને કાંઇક લીધા વિના રહી શકે જ નહિ. એ આદાન-પ્રદાનનો મહાન નિયમ છે.

અને તેટલા માટે તેં વ્યાયામનું કાર્ય લીધું છે, તેને માટે તેં તારી લાયકાત સિદ્ધ કરી છે તેથી જ આજે લાંબે વખતે વ્યાયામના કાર્યમાં જે આંતર વૃત્તિની જરૂર છે અને જેનો મેં

ઠીક ઠીક અનુભવસિદ્ધ પ્રયોગ કર્યો છે તે તને ભારપૂર્વક જણાવું છું. એની એ વાત મેં ઘણીયે વખત છૂટીછવાઇ રીતે અને કટકે કટકે કરેલી છે. પરંતુ પ્રત્યેક કર્મ કરવું તે સજાગવૃત્તિથી (અંતરની દૃષ્ટિને જાગ્રત રાખીને) અને સહૃદયતાપૂર્વક કરવું જરૂરનું છે.



વળી, કાર્યનાં પરિણામને બાહ્ય દૃષ્ટિથી જોવાની વૃત્તિ દૂર કરવી પણ જરૂરની છે. પરિણામ તાત્કાલિક ન આવે તો નિરાશ થવાની માણસમાં સ્વાભાવિક નિર્બળતા છે. આપણે તેનાથી પર થવાની કળા શીખવી જોઇએ. સંગીન કાર્યમાં પરિણામની સમીપતા અગત્યની ગણાવી જ જોઇએ એવું નથી. કર્મનો આનંદ કર્મમાં અને તેને ભગવાનને સાચા હૃદયથી સમર્પણ કરવામાં રહેલો છે. પરિણામ ભગવાનના હાથમાં સોંપવાનો અભ્યાસ કરીને તે વૃત્તિને સિદ્ધ કરી નાખવી જોઇએ. જેથી વારેવારે મન પરિણામ મેળવવા માટે અહંકારપૂર્વક કે કામનાના દબાણથી ખૂમરાણ ન કરે.

વળી, કાર્યવાહકના આધ્યાત્મિક જીવનનું પતન કરાવનાર, અનેક કારણોમાંનું એક સબળ કારણ "મોટાપણું" છે. કાર્યવાહક હોય એટલે તેણે કાર્ય તો આગળ પડીને ચલાવવું

જ પડે, છતાં તેનામાં "હું બીજાઓથી ચઢિયાતો છું, બીજાઓ નાલાયક છે, હું વધારે લાયક છું" એવી વૃત્તિ થવી જોઇએ નહિ. આને માટે પ્રથમ તો, પોતાની નિર્બળતાઓનું તીવ્ર ભાન બહુ જ ઉપયોગી થઈ પડે છે. બીજું, પ્રત્યેક વ્યક્તિ કાર્યવાહકના સંસર્ગમાં આવે તે (ઉમ્મરે, જ્ઞાને મોટી કે નાની હોય તો પણ) પણ ભગવાનનું પોતાનું જ એક સ્વરૂપ છે, પ્રત્યેકમાં પૂર્ણતાની મૂર્તિ રૂપે આત્મા રહેલો છે અને ભગવાનની દૃષ્ટિએ બધા જ એક સરખા છે, એવી સતત વૃત્તિ રહે એ જરૂરનું છે.



દોષ કરનાર અને ગુન્હો કરનાર પ્રત્યે પણ એક પ્રકારની આંતરની એકતા અનુભવાય એ ઘણું જરૂરનું છે. તેવા-ઓનામાં રહેલા પવિત્ર આત્મામાં શ્રદ્ધા રાખવી અને તેમના પ્રત્યે બહારથી સખ્તાઇ છતાં, અંતરથી ખૂબ ધીરજ કેળવવી જરૂરની છે. તેમનામાં રહેલા દિવ્ય અંશને બહાર આવવાને આહ્વાન કરવું (આપણા અંતરથી) જરૂરનું છે. છતાં દોષ કરનાર પ્રત્યે સાવચેત દૃષ્ટિ અને તીક્ષ્ણ તપાસ કરનાર અવલોકન રાખવા ચૂકવું નહિ. દોષ અને તેનો ભોગ થઇ પડેલો માણસ એ બે વચ્ચે હમેશ ભેદ પાડતાં શીખવું જોઇએ.



અને આપણા ઉપર: અંગત આક્ષેપ કરનારને મૌન સિવાય બીજો ભાગ્યે જ વધારે અસરકારક ઉત્તર આપી શકાય તેમ હોય છે એ ધ્યાનમાં રાખવું જરૂરનું છે. આક્ષેપ કરનારને વર્તનથી જ ભાષણ આપવું ઉચિત છે. આપણી સચ્ચાઇની કસોટી (Sincerityના Test) તરીકે, આપણને આપણા હૃદયની સચ્ચાઈ નાણી જોવાને આહ્વાન કરનાર સહાયક તરીકે જ આંતરથી એવા આક્ષેપકારોને જોવા. કદી તેમના પ્રત્યે આંતરથી વિષમ વૃત્તિ ઉત્પન્ન થવા દેવી નહિ.



આખો વખત, "દરેક બંધુને માટે હું શું કરી શકું તેમ છું," "કોની કેવી રીતે સેવા કરું" એ પ્રશ્ન જ મનમાં રહે એવી મનોવૃત્તિ રાખવી. અને જ્યારે દરેકમાં ભગવાન છે એવી માન્યતા દૃઢ થાય છે ત્યારે ભગવાનની સેવાનો પરમ આનંદ, ક્ષુદ્ર દેખાતા માનવની સેવામાંથી પણ મળે છે એ મારો અનુભવ છે.

એમાં પણ ઇચ્છા અને કામના, પરિણામની ઇચ્છા અને પોતાની ઉપર તીક્ષ્ણ અવલોકન કરવામાં આળસ, અવ્યવસ્થિતતા વગેરે પ્રત્યે અસહિષ્ણુતા એ તો કેળવવાં જ જોઇએ.

કામવાસના આપણા આંતરમાં હોય તેને શક્તિના રૂપમાં ફેરવી નાખી, આધ્યાત્મિક સંકલ્પશક્તિના, વિચારશક્તિના, હૃદયની પવિત્રતાના, ભગવાન પ્રાપ્ત કરવાની તીવ્ર અભિપ્સાના અને વ્યવહારૂ કાર્યમાં સચોટતા, સ્ફૂર્તિ, બળ અને શારીરિક સૌંદર્યના અને માનસિક શૌર્યના રૂપમાં તેનું રૂપાંતર કરવાનો પ્રયત્ન કરવો જોઇએ.

આ પ્રમાણે તને જણાશે કે ખરી રીતે જોવા જઇએ તો વ્યાયામનું કાર્ય અસીધારા વ્રતના જેવું છે. પરંતુ, અભ્યાસ, સંકલ્પબળ, સહૃદયતા અને શ્રદ્ધાથી માણસ શું નથી કરી શકતો?

× × ×

લિ.
**સ્નેહાધીન**
....

[ ૧ ]

પોંડિચેરી,
તા. ૨૮ : ૧૧ : '૨૩

**પરમ પ્રિય ભાઇ બ.,**

**તમારો** પત્ર મળ્યો.

× × ×

કાર્યના બાહ્ય સ્વરૂપ ઉપરથી તેનું માપ કાઢી ન જ શકાય તે તમે પણ ત્યાં અનુભવ્યું એ જાણીને સંતોષ થાય છે. તેજપૂર્ણ વાતાવરણ વ્યક્તિઓના ઉપર આધાર રાખે છે—બીજા કશા ઉપર નહિ. બાકી બીજાં ગમે તેટલાં ફાંફાં મારો તે નકામાં છે.

× × ×

જેઓને "તરંગી" કહી નાંખો છો તેઓએ વાસ્તવિક જગતને જેટલું ઘડયું છે—તેટલું હિસાબી વાણીયાઓએ ઘડયું છે કે કેમ?—એ એક પ્રશ્ન છે.

× × ×

આપણે ......ના જેવી સંસ્થાઓ કાઢવાનો આશય રાખ્યો નથી; કારણકે આપણે "માણસો" બનાવવા છે,—ફક્ત તગડાઓ નહિ.

× × ×

અશ્લીલ વાતોથી શા માટે ડરો છો? આંતરમાં પ્રાણની અશુદ્ધિની તે નિશાની છે. રોગીમાં રોગ જોઇને દવા કરીએ છીએ, તેવુંજ એવા આંતરવ્યાધિ માટે કરવું જરૂરનું છે.

× × ×

"તરસ લાગશે તે આપોઆપ આવશે" એવા મારા લખાણનો અર્થ પ્રારબ્ધવાદના સમર્થનમાં તમે લેતા જણાઓ છો. આધ્યાત્મિક જીવનની તરસ લાગી હશે તેઓ કુદરતી રીતે તેના પ્રત્યે વળશે એ તો નક્કી છે; અને

એનો અર્થ એ છે કે તેઓ "મથશે"—"પાણી મેળવવા મહેનત કરશે"—હાથ જોડીને બેસી નહિજ રહે.

નિષ્કામ કર્મયોગી કહી શકે—કર્મ કર્યા પછી—કે "અમુક થવાનું હશે તો થશે." પરંતુ પોતાને જે યોગ્ય લાગતું હોય તે કર્યા વિના બેસી રહેવું એનું નામ નિષ્કામ કર્મ ન કહેવાય.

× × ×

માનવ જુદી જુદી અને પરસ્પર વિરોધી અનેક અસરોનું પૂતળું છે. તેના આંતરમાં અને તેની આજુબાજુ એકીવખતે હજારો શક્તિઓ, જાણ્યેઅજાણ્યે, કાર્ય કરતી જ હોય છે. એ બધીની અસરોને ભેદી પોતાના અંતરાત્માના સાદને ઓળખવો—ઓળખ્યા પછી તેનેજ અનુસરવો અને વાતા-વરણની પ્રતિકૂળ અસરોથી મુક્ત રહીને પોતાનું કાર્ય કરવું —ઘણું મુશ્કેલ છે. ......ના ઉપર આટલી બધી શક્તિઓ કાર્ય કરતી હોય તેમાં હું પણ શા માટે મને યોગ્ય લાગે તેવા વિચારો તેની આગળ રજુ ન કરૂં?

જ.. અહિં આવીને તમને મળ્યો અને તમને તેનામાં ઘણું પરિવર્તન જણાયું! તો પછી યોગની અસરકારક

સચોટતા વિષે એના કરતાં બીજી કઈ સાબિતી જોઈએ? આઠ દિવસનો વાસ કરવાથી એટલું પરિવર્તન થઈ શકે તો પછી યોગના જેવી વ્યવહારૂ વસ્તુ બીજી કઈ?

× × ×

"કામ" એટલે શું? એ પ્રશ્નનો વિચાર કરવામાં તમે હજી પણ પ્રચલિત અભિપ્રાયોથી દોરાતા લાગો છો. "કામ" કે "કાર્ય" કે "કર્મ" સ્થૂલ જ હોવું જોઈએ, આપણી ઈન્દ્રિયોને ગમ્ય જ હોવું જોઈએ, એ વિચાર યથાર્થ નથી. આંતરજીવનમાં પરિવર્તન કરવું, બુદ્ધિનું સૂક્ષ્મ કાર્ય કરવું, પ્રેરણાજન્ય સાહિત્ય ઉત્પન્ન કરવાનું કાર્ય એ પણ "કાર્ય" "કર્મ" છે. એ વિચાર દૂર થશે તો જ "કર્મ"નો યથાર્થ ખ્યાલ આવી શકે.

× × ×

ખેર! આપણે તો કામ સાથે કામ છે. અને "ઓરડીમાં પૂરાઈ રહેવાથી" પણ થઈ શકતું હોય તો પછી બીજાઓ જાણે તો જ "કામ થયું" ગણાય એવો મિથ્યા સંતોષ કોણ શોધે?

× × ×

"વિકાસને માટે **પોંડિચેરી** જવાની શી જરૂર?"...... એ પ્રશ્ન મને વિચિત્ર લાગે છે, કારણકે તમે પોતે એ વિચારમાં રહેલા મુદ્દાથી વિરુદ્ધ વર્તન કરી રહ્યા છો! તમે શા માટે તમારૂં શાસ્ત્ર શીખવા માટે .... ગયાહતા? અને ......પાસે શા માટે રહ્યા? તમારાં પુસ્તકો તમે ઘેર વાંચી શકતા ન હતા કે શું? ....ભાઇ વગર તમારૂં શાસ્ત્ર તમે શીખીજ ન શકત?

હું જાણું છું કે તમે ઉપરની દલીલ સાચી નથી એમ કહેશો. તમે એમ પણ કબૂલ કરશો કે ત્યાં જવું જરૂરનું હતું એટલુંજ નહિ પરંતુ ત્યાં ગયાથી તમને જે મળ્યું તે પુસ્તકોનો ગમે તેટલો અભ્યાસ એકલા કરવા છતાં મળી શકતજ નહિ—અને તમારૂં કથન તદ્દન સાચું છે.

પરંતુ યોગસાધનામાં એ મુદ્દો સ્વીકારતાં તમને વાંધો આવે છે! એ વાંધો સપ્રમાણ કે સતર્ક નથી. પરંતુ એની પાછળ "હવે, યોગ તે શા કામનો છે?"—એ મુદ્દાનો ભાવ રહેલો છે. અને તેથીજ બીજી દલીલોમાં બુદ્ધિને સચેત રાખનારા પણ યોગની વાત આવતાંજ બુદ્ધિને ખીંટીએ ટાંગે છે.

પંજાબમાં સરકારી કૉલેજમાં પ્રો. બિશંભરદાસ મારા અને મુ. છોટુભાઇના મિત્ર એફીડસ (Ephides) નામનાં

ઘણાં નાનાં જંતુઓનો અભ્યાસ કરતા હતા. તેમનું રહેઠાણ, તેમની ટેવો, તેમનું જીવન, ખોરાક વગેરે કેટલી કેટલી ઝીણી બાબતોનું કેવું કાળજીભર્યું નિરીક્ષણ કરતા. અમને પણ પ્રયોગોનાં પરિણામો બતાવતા, જંતુઓ ભેગાં કરવા સાથે લઇ જતા. આપણે બધા ય કબૂલ રાખીશું કે એ શોધખોળ જરૂરની છે, — વિદ્યામાં વૃદ્ધિ કરનારી છે, આપણા દેશમાં અને દુનિયામાં તેની જરૂર છે. એવા શોધકોને આપણે ઉપયોગી ગણીયે છીએ અને માન પણ આપીએ છીએ. પરંતુ પ્રાણની કામનાઓ, વાસનાઓ અને બીજી એષણાઓનો, મનનો અને તેની અનેક શક્તિઓનો, બુદ્ધિ અને તેના કાર્યનો, ટૂંકામાં આખા અંતઃકરણની ક્રિયાઓનો અને તેના ધર્મોનો અભ્યાસ, તેમનું નિરીક્ષણ, તેમનું શિક્ષણ વગેરે કરનાર સાધકને આપણે નકામો ગણીએ છીએ! એવા અભ્યાસ ઉપર ગાળેલાં પાંચ-દશ વર્ષને નકામાં ગયલાં માનીએ છીએ —અને મનાવવાનો પ્રયત્ન કરીએ છીએ.

મોન્ટેસોરીની શિક્ષણપદ્ધતિમાં anthropologyના વિભાગમાં શરીરનાં માપનાં કોષ્ટકો, બાળકના કદનાં કોષ્ટકો, માથાના કદનાં માપનાં કોષ્ટકો વગેરે માહિતી ભૌતિક શાસ્ત્રની કીર્તિમાં વધારો કરે છે એમ માનીએ, પરંતુ આંતરની સૂક્ષ્મ ક્રિયાઓનું નિરીક્ષણ કરવું, તેમનું જ્ઞાન મેળવવું એ નકામું ગણીએ છીએ.

વળી, તમે "એકલા પૂર્ણ થવાથી બીજાઓનું પણ સાર્થક" થઇ જવાની વાત લખો છો તે હસવા પૂરતી બરાબર છે. બાકી, તેમ થતું હોય તો દુનિયામાં અપૂર્ણ કોણ રહેત? —શ્રીકૃષ્ણ જેવા અવતાર દિવ્ય પૂર્ણતા પ્રગટાવી ગયા અને ભારતમાં તેમને મૂઠીભર માણસોએ તે સમયે ઓળખ્યા!— પૂર્ણતાનું તો હમેશાં એવું જ બનવાનું! જેટલે અંશે સ્વીકારવાની તૈયારી હોય તેટલીજ તે (પૂર્ણતા) પ્રાપ્ત થાય: વાસણ જેટલું ખાલી હોય તેટલું જ ભરાય.

વળી, આધ્યાત્મિક જીવનમાં કોઇ અન્ય સ્થળે જવુંજ જોઇએ યા તો ઘેર જ રહેવું જોઇએ એવો કડક નિયમ બાંધવો અસંભવિત છે. ઘેર બેઠાંજ થઇ શકત તો ધ્રુવ વનમાં ન જાત, શ્રીકૃષ્ણ સાંદિપનીને આશ્રમે ન જાત અને વિવેકાનંદ રામકૃષ્ણ પાસે ન આવત.

લિ.

**સ્નેહાધીન**

. . . .

## [ ૨ ]

પોંડિચેરી,
તા. ૨૫ : ૧૨ : '૨૩

**પરમ પ્રિય ભાઈ મૂ. ......તથા અન્ય સર્વે,**

× × ×

**સાધના** કરનારે "પોતે ઊંચા અને બીજા નીચા" એમ માનવું નહિ. એવી આજ્ઞા ફરમાવી છે તે બરાબર છે. પરંતુ એ દોષ મનુષ્ય સ્વભાવનો છે. સાધના કરનાર વ્યક્તિઓનેજ તે લાગુ પડે છે એવું ખાસ નથી. અસહકારી પોતે સહકારી કરતાં ઊંચો છે એમ માનવાનું મહાત્માજી કદી પણ કહેતા નથી. તો પણ આપણે વસ્તુસ્થિતિ જાણીએ છીએ અને એમાં અસહકારનો દોષ કાઢતા નથી. "યોગ"નું પણ તેજ પ્રમાણે સમજવું. જ્યારે યોગમાં પ્રગતિ થાય છે ત્યારે એ ભાવ આપોઆપ દૂર થઇ જાય છે.



પડદાબંધ અને બાહ્ય નિયંત્રણોદ્વારા જે નીતિ પળાય છે તેને ખરૂં જોતાં નીતિનું નામ આપી શકાયજ નહિ.

નીતિ એ ક્રિયાદ્વારા બહાર પડતી આંતરચેતનાની સ્થૂળ મૂર્તિ છે. આંતરને બહાર આવવાના માર્ગો બંધ કરી, અમુક નીકો કે પરનાળોદ્વારા જ તે આંતરનું જીવન બહાર વહેવા દેવું અને તેને "નીતિ" કહી સંતોષ માનવો હોય તો ભલે. બાકી "નીતિ" એ પણ આંતરના જીવનનું જ પ્રતિબિંબ હોવું જોઈએ, બાહ્યાચાર, રૂઢિ કે પડદાનું નહિ.



"યોગ" સંબંધી સરસ શંકાઓ તમે રજુ કરી છે એટલે તેનો કંઈક અંશે નિકાલ કરી મારે જે સામાન્ય વિચારો જણાવવા છે તે છેવટે જણાવીશ.

પ્રથમ તો અત્યાર સુધીની તમારી સાધના ફક્ત બુદ્ધિનું જ કાર્ય હતું એ અનુભવ તમને સ્વયં થયો એજ યોગસાધનામાં થયલી પ્રગતિની નિશાની છે. યોગ સંબંધી વાંચવા, વિચારવાનું હમણાં નહિ કરવાનો જે નિશ્ચય તમે કર્યો છે તે યોગ્ય છે. પરંતુ તેમાં પાતંજલિને પ્રમાણ માનવાની જરૂર નથી. જો રાજયોગનો અભ્યાસ કરતા હો તો તેમનો સિદ્ધાન્ત તદ્દન સાચો છે. પૂર્ણયોગમાં તે સર્વાંશે લાગુ પડતો નથી.

ગુરુગમ્ય યોગ છે." એ તમે સમજ્યા એ જાણીને

પણ સંતોષ થયો છે. પરંતુ આપણા પાશ્ચાત્ય વિચારથી દોરાયલા બંધુઓના મનમાં "અંધશ્રદ્ધા"નું ભૂત ભરાયું છે, તેનું શું કરશો? ગમે તેવો વિરાટ માણસ હોય, તેના સિદ્ધાંતો વિચારપૂર્વક તમને ખરા લાગતા હોય તો પણ, "શું આપણે અમુક માણસના અનુયાયી છીએ?" એવી વૃત્તિથી પ્રેરાઇ અથવા તો "રખેને આપણે અમુકના અનુયાયી ગણાઇએ?" એવા ભયથી પ્રેરાઇને આપણે તેનો ત્યાગ કરવો તેમાં જ ખરી વિચારની સ્વતંત્રતા અને વ્યક્તિની સ્વતંત્રતાની પરાકાષ્ઠા સમાયલી છે!

જ્યારે રસાયનશાસ્ત્ર (Chemistry)નો અમુક ભાગ શીખવાનો હોય ત્યારે તેજ બંધુઓ પી. સી. રોય પાસે જવાનો આગ્રહ વિદ્યાર્થીઓને કરશે. પરંતુ "યોગ"માં ગુરુ પાસે અભ્યાસ કરવાની દલીલ ખરી ન ગણવામાં આવે, એને મનના પક્ષપાતીપણાની ખૂબી સિવાય બીજું શું કહેવું?

સર્વનો ગુરુ ઇશ્વર છે એ તદ્દન સાચી વાત છે. પરંતુ તેમાં સંપૂર્ણ શ્રદ્ધા રાખનારા વિરલા જ હોય છે. એટલે મનુષ્ય-ગુરુની જરૂર તેવાઓને માટે છે એ પણ સ્પષ્ટ છે.

પશ્ચિમના પ્રચલિત ભૌતિકશાસ્ત્રના (Scientific) વહેમીઓના વિચારોની અસર તમારા ઉપર થવા છતાં ગુરુ

અને અધિકારની અગત્ય તમે સ્વીકારો છો એ જાણીને ઘણો આનંદ તથા સંતોષ થાય છે. વ્યક્તિએ અધિકાર જાણવો જોઇએ. અને અધિકારી હોય તો તેને ઉમર વગેરેનો બાધ નડતો નથી એ પણ જોઇ શકશો. તે વિષે આગળ લખીશ.



સમર્પણ કરવાનો સિદ્ધાંત તમને ખરો નથી લાગ્યો, તથા તમે ઇશ્વરમાં અત્યાર સુધી માનતા પણ ન હતા એ જ્ઞાન તમને થયું છે તે અત્યાર સુધીના તમારા સમર્પણનું પરિણામ છે. યોગ એટલે જ્ઞાન પણ ખરું એ યાદ રાખશો. તમે ખરી શ્રદ્ધાથી ઇશ્વરમાં માન્યા વિના જે શરણે જવાનો "દેખાવ" કર્યો તે પ્રભુ શી રીતે સ્વીકારે? અને એ "દેખાવ રૂપે" કરેલું સમર્પણ પ્રભુ કેમ સ્વીકારતો નથી? એવો જે પ્રશ્ન કરો છો એ કેવો અસંગત છે? પ્રથમ તો સાચું સમર્પણ ન હતું. તે ક્યાંથી સ્વીકારાય? છતાં તમને તે સમર્પણ ખોટું છે એવું જે જ્ઞાન થયું તે યોગમાં તમે પ્રગતિ કરો છો તેની નિશાની છે.

તમે યોગમાં આત્મનિરીક્ષણદ્વારા જે જ્ઞાન મેળવ્યું તેને "હું પ્રગતિ માનું છું." વળી, તમારી પોતાની પ્રકૃતિમાં

શ્રદ્ધા તથા સમર્પણની ખામી ઉપરાંત બીક, ક્રોધ, કામ, મમત્વ તથા મોહ તમને દેખાય છે તે પણ એ જ્ઞાનની વૃદ્ધિ જ સૂચવે છે. એટલે યોગમાં પ્રગતિ થતી નથી એવી જે માન્યતા તમે સ્વીકારી લીધી છે તે ખરી નથી. યોગ એટલે આત્મજ્ઞાન અને તેમાં આપણી પોતાની પ્રકૃતિના જ્ઞાનનો પણ સમાવેશ થાય છે. યોગનો અર્થ ચમત્કાર નથી, એ ખાસ ધ્યાનમાં રાખશો.

•

શક્તિ કે ઇશ્વરને ખરેખરું સમર્પણ કરો છતાં, "ઇન્દ્રિયો તથા સૂક્ષ્મ આધાર નબળાઇઓને" વશ થાય એ તદ્દન સંભવિત છે. શું તમે તમારી ઇચ્છાથી એ નબળાઇ-ઓને વશ થાઓ છો? "એમને વશ થવાથી અધોગતિ" થાય છે તે ખરું છે, પરંતુ તમારી મરજી ઉપરાંત એ "વશ થવાનું" બની આવે છે. तदस्य हरति प्रज्ञां – वायुर्नावमिवांभसि। એનો અર્થ ફરી ફરીને વિચારશો તો વશ કેમ થઇ જવાય છે તેની સમજૂતી મળશે. अथ केन प्रयुक्तोऽयं पापं चरति पुरुषः। काम एषः વગેરે. અર્થાત્ માણસ પોતે નહિ પરંતુ રજોગુણને પરિણામે જન્મતા પ્રકૃતિના વિકારો તેને ઘસડે છે.

ઘણા લાંબા વખતના અભ્યાસને પરિણામે અને અજ્ઞાનને

લીધે માણસ પ્રકૃતિના ત્રણ ગુણો સાથે પોતાની એકતા કરતાં શીખ્યો છે. તેને લીધે એ દોષ જલદીથી જતો નથી. પરંતુ ક્રમે ક્રમે જો તે મન, પ્રાણ, શરીર વગેરે પ્રકૃતિનાં કરણોથી છૂટો પડી શકે તો તેમનું બળ કમી થાય એ નિઃસંશય છે. શા માટે? કેવી રીતે? વગેરે પ્રશ્નો હમણાં અસ્થાને છે. આપણે તો વસ્તુસ્થિતિ સ્વીકારીને હમણાં તેનો ઉકેલ લાવવા યત્ન કરવાનો છે. શુદ્ધ જ્ઞાનના પ્રશ્નો વળી કોઇક વાર જોઇ લેવાશે.

તમે પોતેજ કહો છો કે એ પ્રમાણે આંતર આધાર-વશ થઇ જાય છે. તો પછી "હું અનંત છું" વગેરે ભાવનાને ક્યાં સ્થાન રહે છે? "મારૂં નિશ્ચયબળ કોઇ ફેરવી શકશે નહિ" એમ ધારવાથી કાંઇ તે ભાવના સિદ્ધ થઇ જતી નથી. શેખચલ્લીની પેઠે કોઇ એમ ધારે તેથી તે કાંઇ મળી જતું નથી. વળી યોગમાં સમર્પણની ભાવના અને "હું અનંત છું" એ સિદ્ધાંત તમને પરસ્પર વિરોધી લાગતા હોય એમ તમારા પત્ર ઉપરથી સ્પષ્ટ જણાય છે. ઉપરની પહેલી દલીલથી તમને એટલું તો જણાયું હશે કે "હું અનંત છું" એ અહંતાને માટે વપરાય તો તે તદ્દન ખોટો ખ્યાલ છે. હું કે તમે આપણા શરીર, પ્રાણ કે મનમાં અનંત થઇ શકીએ ખરા? મર્ત્ય દેહ ધારણ કરી, પ્રકૃતિના વંટોળિયામાં સૂકાં પાંદડાંની પેઠે આમ તેમ ગોથાં ખાતાં પ્રાણીઓ "અનંત"

છે? શરીરમાં જરા વ્યાધિ ઉપજતાં મોટા મોટા વિચારો પણ અટકી પડે છે. અને ગમે તેવી સાવચેતી લઈ પોતાના અહંકારમાં મગ્ન થઇ રાખવા છતાં જાપાનમાં થયો તેવો એકાદ અકસ્માત થતાં હજારો વર્ષોની મહેનત ઘડીના છઠ્ઠા ભાગમાં જમીનદોસ્ત થઇ જાય છે, એવી ક્ષુલ્લક શક્તિવાળો મન, પ્રાણ, શરીરના સર્વે નિયમોથી જકડાયલો "અહં" વળી "અનંત" કેવી રીતે થઇ શકે? આટલાથી જાણશો કે "અનંતતા" હોય તો તે પ્રકૃતિનાં કરણોમાં તો નથી જ નથી.

"સમર્પણ" અને "હું અનંત છું" એ બે વિચારો પણ યોગનાં અંગો જ છે. તમને તેમાંનો એક વધારે પસંદ પડે તે જુદી વાત છે. પરંતુ તમારા લખાણ ઉપરથી તો જાણે "હું અનંત છું" એમ સતત ગોખતાં ગોખતાં માણસ —અહંતામાં રહેવા છતાં— અનંત થઇ જવાનો એવો ખ્યાલ તમારા મનમાં રમી રહ્યો હોય એમ લાગે છે.

સ્થૂલ કરણની અનંતતા માણસ પ્રાપ્ત કરી શકતો નથી. પરંતુ ચૈતન્યની અનંતતા તે મેળવી શકે છે અને તે અર્થમાં "હું અનંત છું" એ વિચાર ખરો છે. એમાં "હું" છે તે "અનંત" પોતે જ છે. તે પ્રકૃતિના મન, પ્રાણ, શરીર જોડે અજ્ઞાનમાં રહેતી અહંતા નથી એ ખાસ ધ્યાનમાં રાખશો. જ્યારે અનંત ચૈતન્યનો સાક્ષાત્કાર થાય

ત્યારે તેની શક્તિ સર્વે મુશ્કેલીઓને પ્રકૃતિમાંથી દૂર કરી શકે છે. પરંતુ, જ્યારે ચૈતન્ય અમુક વિશિષ્ટ આધારના સાક્ષીરૂપે પોતાની જાતને અનુભવે ત્યારે તેને પોતાની પ્રકૃતિની પરિમિતતા અને ચૈતન્યની અનંતતા એ બન્નેનો સામટો અનુભવ થાય છે. અને તે સમયે સમર્પણ કરવાનો સિદ્ધાંત શક્ય તથા ઈષ્ટ બને છે. પોતાનાં સર્વ પરિમિત કરણોને "પુરુષ" અનંતને ચરણે ધરે છે એમાં વિરોધ ક્યાં છે?



તમે જે "દૃઢ પ્રતિજ્ઞા વગેરે દ્વારા જીવનને શુદ્ધ, સંયમી કરવાનું" લખો છો તે પણ એક પ્રકારનો "યોગ"જ થયો. અનુભવદ્વારા જણાશે કે એ પ્રતિજ્ઞા એટલેજ વ્યક્તિની તપઃશક્તિ અને તેમાં રજોગુણ, અહંતા વગેરે સામાન્ય રીતે મળેલાં હોય છે. તે શુદ્ધ થાય તો ઘણી સરસ અને સચોટ અસર ઉપજાવે. પરંતુ તે યોગનો અંતિમ હેતુ સિદ્ધ કર્યા વિના અધવચ જ અટકે છે. વળી એ પ્રતિજ્ઞા પાળવાનું કાર્ય પણ કેવું અઘરૂં છે તે પણ અનુભવથી જણાશે.

"ભગવાન અને શક્તિ નથી" એવી તમારી માન્યતામાં ફેર કરાવવાની મારી જરા પણ ઇચ્છા નથી. પરંતુ હું તમને કેટલાક પ્રશ્નો પૂછું તેનો તમે ઉત્તર આપશો તો બસ છે.

તમે "તે નથી" એવો સિદ્ધાંત મને માન્ય કરાવી શકો છો? "જુદા જુદા અનુભવો જુદા જુદા સાધકોને થાય છે" તેથી ઈશ્વર કે શક્તિના અસ્તિત્વને જરા પણ હાનિ પહોંચતી નથી. એ તો તમે પોતે પણ જરા જોયું હોત તો તમને જણાત. રસાયણશાસ્ત્રમાં અણુપરમાણુની રચના વિષે કેટલા જુદા જુદા મતમતાંતરો થયા છે? છતાં તમે કદી પણ તેના અસ્તિત્વમાં શંકા લાવતા નથી. શા માટે? અણુમાંથી ઇલિકટ્રોન, તેમાંથી રેડીઓ–એકટીવ શક્તિ અને છેવટે સર ઓલિવર લૉજે બતાવ્યું કે શક્તિ અને પદાર્થ બન્ને એક છે. સેંકડો સુધી કોઇએ અણુને કે પરમાણુને જોયો પણ ન હતો છતાં તે માન્યતા ચાલ્યા જ કરતી.



વંશપરંપરા (Heredity)ના સિદ્ધાંત વિષે કેટલા જુદા જુદા મતો દર્શાવાયા છે છતાં તેમાં શંકા ભાગ્યે આવશે. ગણિતની ગણત્રીથી આકાશ (Ether)નું અસ્તિત્વ સિદ્ધ થયું છે. કોઇએ તેને જોયું નથી, છતાં તેમાં લોકો માને છે.

પરંતુ એની એ વાત યોગમાં તમે નહિ કબૂલ કરો. તમે કહેશો કે "આ બધાં તો પ્રયોગાત્મક શાસ્ત્રો છે. તમે પ્રયોગ કરશો તો આ માન્યતાઓ ખરી છે એવું તમને

જણાશે." બધાં ભૌતિકશાસ્ત્રોમાં એ પણ ખરું નહિ પડે. પરંતુ, હું તમને કહું છું કે યોગ એ પણ પ્રયોગાત્મકજ છે. તમે કરી જુઓ. હઠયોગીઓ તેમના યોગદ્વારા જે પરિણામો સિદ્ધ કરવાનો દાવો કરે છે તે સઘળાં તમને પ્રત્યક્ષ જણાશે. મદ્રાસની મેડીકલ કૉલેજ સમક્ષ એક હઠ-યોગીએ (સર્વભક્ષી સ્વામીએ) તેમના બધા સર્વમાન્ય સિદ્ધાંતોનું ખંડન કરનારા પ્રયોગો – હળાહળ ઝેર પીવાના – જાહેરમાં કરી બતાવ્યા હતા. પ્રયત્ન કરતાં તમને પણ તેવા માણસો મળી જશે.

રાજયોગનો અભ્યાસ કરનારા તેમનો અભ્યાસ સિદ્ધ કરવાથી જે શક્તિઓ પ્રાપ્ત કરવાનો દાવો કરે છે તે પણ તમે તેમનામાં પ્રત્યક્ષ જ જોઈ શકશો. એમાં "માની લેવાની" કે અંધશ્રદ્ધા લાવવાની જરા પણ જરૂર નથી.



જડવાદથી શરૂઆત કરી ધીમે ધીમે "ચૈતન્યશક્તિ" સુધી તો તમે જાતે જ આવી પહોંચ્યા છો. તમે પોતે કબૂલ કરો છો કે (શા કારણથી એ હું સમજી શકતો નથી!) ચૈતન્યશક્તિ તો છે. હવે મુશ્કેલી એટલી રહી છે કે તે શક્તિ "હું છું" એવું જાણે છે કે નહિ? એનો ઉત્તર

સરળ છે. માણસમાં જે "હું છું" એવી ધારણા છે તે "અહંતા"નું બીજ છે અને એવી પરિમિત "અહંતા" એ શક્તિમાં હોતી નથી. પરંતુ તેથી તેને પોતાની જાતનો સાક્ષાત્કાર નથી અથવા તો તે જગતને પોતાની શક્તિ પ્રમાણે ચલાવી નથી શકતી એમ માની લેવું વ્યાજબી નથી.

પશુમાં જ્ઞાનતંતુઓદ્વારા જ્ઞાન મેળવવાની શક્તિ છે એ તો સર્વમાન્ય છે. તેઓ અંધપ્રેરણા (Instinct)દ્વારા બુદ્ધિ કરતાં પણ વધારે સફળતાથી કાર્ય કરી શકે છે. વળી, ક્રમવિકાસવાદ પ્રમાણે, તમે માનતા હશો કે માણસ પ્રાણીમાંથી ક્રમે ક્રમે વિકાસદ્વારા ઉત્પન્ન થયો છે. હવે આપણે એકાદ પ્રાણીને લઇને તેને એમ સમજાવવા યત્ન કરીએ કે તેની અપૂર્ણ દશામાંથી બુદ્ધિનો, વિચારનો, શક્તિનો વગેરેનો વિકાસ થઇ શકે તો તે એકાએક તમારૂં કહ્યું માનશે? નહિ જ. ધારો કે એકાદ પ્રાણી એમ માનતું પણ થયું કે "માણસ જેવું પ્રાણી હોઇ શકે અને એમાં કશું અશક્ય નથી." તમે તેને સમજાવો કે "માણસ હોઇ શકે એટલું જ નહિ પરંતુ તે તારા જેવાં પ્રાણીઓ ઉપર કાબુ મેળવી શકે." તો તે કદાચ એકદમ તમારો વિચાર નહિ સ્વીકારે. (કારણ તેને પણ સ્વમાન હોય છે!) તે તમને એમ પૂછે પણ ખરું કે "માણસ જેવું પ્રાણી હોઇ શકે ખરું, પરંતુ તેને મને છે તેવું ચૈતન્ય હશે ખરું?" તમે તેને સમજાવો કે "તેનું ચૈતન્ય

તારા કરતાં વિશાળ હોય છે અને તેથી તું જે વસ્તુઓ, વિચારો વગેરે જાણતો નથી તે પણ તે જાણી શકે." તો તે તમને શેખચલ્લી જ ગણી કાઢશે. નહિ?

મહાશક્તિ વિષે તમારો ખ્યાલ કાંઇક એવો જ લાગે છે.



મહાશક્તિ વિષે હું એટલું જ કહેવું યોગ્ય ધારૂં છું કે હમણાંની અપૂર્ણ સ્થિતિમાં તે શક્તિને ધારણ કરવાનું સામર્થ્ય મનુષ્યજાતિના મોટા ભાગમાં નથી. "અનંત શક્તિ," "અનંત શક્તિ" એ શબ્દો ફેંકવા સહેલા છે, પરંતુ તે અનંતમાંથી એકાદ ટુકડો પણ સામે આવીને ઊભો રહેતાં, ક્ષુદ્ર માનવના આધારના ચૂરા થઇ જવાનો પૂરેપૂરો સંભવ છે. એટલું જ નહિ, પરંતુ મગજને હમેશને માટે પોતાના મધ્યબિંદુમાંથી ખસી જવાનો પણ પ્રયોગ અજમાવી જોવાની કેટલીક વાર તક મળે છે. આવા અણધાર્યા પ્રયોગો પણ "યોગ"માં અનેક વાર થઇ જાય છે. પરંતુ જેઓ પોતે પ્રયોગોની યોગ્ય દિશા સ્વીકારી આધારને યોગ્ય બનાવે છે, તેઓ તે મહાશક્તિનો સાક્ષાત્કાર કરી શકે છે અને તે મહાશક્તિને "હું છું" એવું ભાન છે કે નહિ તે સપ્રમાણ જાણવાનો તે ઉત્તમોત્તમ સમય હોય છે.



તમે મહાશક્તિના અને ભગવાનના અસ્તિત્વમાં માન્યા વિના સમર્પણ કરતાં અચકાઓ છો તે ખરેખર પ્રમાણિક બુદ્ધિનુંજ પરિણામ હોવું જોઈએ. ફક્ત રસાયણશાસ્ત્રની પ્રયોગશાળામાં પ્રયોગો શરૂ કરતા પહેલાં કે પદાર્થ વિજ્ઞાનના પ્રયોગો કર્યા પહેલાં તમે કદી પણ અણુ, પરમાણુ, શક્તિ (Energy), આકાશ (Ether), વગેરે જોવા માગણી કરતા નથી. વળી કોઈ જાડી બુદ્ધિનો (કે ઝીણી બુદ્ધિનો?) એવી માગણી કરે તો પ્રોફેસર તુરત આવીને કહે, "જુઓ, એ ઘણી આગળની વાત છે. સર ફલાણા ફલાણા પણ તેમાં શંકા ધરાવે છે. અને ફલાણા ફલાણા મહાન શાસ્ત્રીઓ પ્રયોગો કરી રહ્યા છે. પણ તમે પ્રથમ વર્ષમાં આવ્યા છો એટલે એ બધું તમને નહિ સમજાય. જ્યારે બી. એસ.સી. થશો ત્યારે પ્રાથમિક માહિતી મળશે. ત્યાર પછી તેમાંનું કંઈક જાણી શકશો."

તે વખતે તમને પ્રોફેસરની પ્રયોગાત્મક વૃત્તિ (Scientific spirit) માટે માન થાય. પરંતુ કોઈ યોગી કહે તો તે ધતિંગજ ગણાય એમાં શી નવાઈ? રસાયણ કરતાં પણ મેડિકલ શાસ્ત્રની તો વળી ઑર જ બલિહારી છે. પરંતુ એક જ ઉદાહરણ બસ ધારીને વિવેચન કરતો નથી.



તમારી નવી તત્ત્વજ્ઞાનની પદ્ધતિ અહીં સુધી શુદ્ધ બુદ્ધિના પ્રદેશમાં વિચરે છે. પરંતુ આગળ હવે પછી "દેશની અત્યારની સ્થિતિ જોતાં" તે બુદ્ધિ વ્યવહારૂ જગત ઉપર આવી પડે છે. અત્યારની પરિસ્થિતિ જોતાં, દેશનું ભલું જોતાં અને વિચારતાં તમને હમણાં આધ્યાત્મિક જીવન નકામું નહિ તો પણ નિરુપયોગી જેવું જ લાગે છે. એ વિચાર તમારો એકલાનો નથી. પશ્ચિમના વિચારોની જેમના ઉપર અસર થઇ છે તે સર્વેમાં એ વિચાર હોય છે. તેઓ આધ્યાત્મિકતા સામે નાસ્તિકતા, જડવાદ, બુદ્ધિસ્વાતંત્ર્ય વગેરે પશ્ચિમના દેવોને સફળતાથી સ્થાપન કરી શકતા નથી. બુદ્ધિનો ઉપયોગ કરી દલીલ કરવા માંડે છે કે થોડા જ સમયમાં આધ્યાત્મિકતા અવ્યવહારૂ માનતા મટી જઇ તેને વ્યવહારૂ તરીકે સ્વીકારે છે, નિરુપયોગીને બદલે તેને ઉપયોગી ગણવા માંડે છે. પરંતુ "હાલની પરિસ્થિતિ જોતાં" પોતે અજ્ઞાનમાં રહી જે કાર્યોનો પરિમિત વિચારોથી આરંભ કર્યો હોય છે તેમનો ત્યાગ કરવાની તેઓ સાફ "ના" પાડે છે.

"પ્રથમ અમે દેશને સ્વતંત્ર કરીશું. ઇશ્વર તો નવરાશને વખતે મેળવવાની વસ્તુ છે. માટે ઇશ્વર મેળવવાનો પ્રયત્ન તો પછીથી કરીશું;" "આટલા આટલા સાધુ સંતો થઇ ગયા તો પણ તેમણે દેશનું શું ઉકાળ્યું?" "એ પણ એક પ્રકારનો સ્વાર્થ છે;" "જુઓ, મહાત્મા ગાંધી! તેમણે કેવું કાર્ય કરી

બતાવ્યું? બધા કરતાં સાચા સાધુ તેજ છે;" "શરીરની મુક્તિ વિના આત્માની મુક્તિ ક્યાંથી સંભવે?" "આર્ય સંસ્કૃતિનો અંતિમ હેતુ આધ્યાત્મિક વિકાસ છે, પરંતુ પ્રથમ સ્વતંત્રતા મેળવીને તે કાર્યમાં જોડાવું યોગ્ય છે." આ અને બીજી એવી વ્યવહારૂ (pragmatic) અને કાલ અને સ્થિતિની અસરથી પ્રેરાએલી દલીલો ઘણા કેળવાએલા માણસો આજકાલ કરે છે અને પોતે શુદ્ધ બુદ્ધિથી નિર્ણય પર આવ્યા છે એમ માની મનને સંતોષે છે. એ સર્વેનો ઉત્તર આપતાં પહેલાં એ દલીલોની પાછળ જે મનોવૃત્તિ અને વિરોધી સિદ્ધાંતો છે તે જણાવવા યોગ્ય લાગે છે.

ઈશ્વર વિષે આપણા બંધુઓનો ખ્યાલ ઘણો જ વિચિત્ર છે. હું હમણાં તે વિષે વિસ્તારથી વિવેચન કરવાની ઈચ્છા નથી રાખતો. પરંતુ સંક્ષિપ્ત રીતે વિચારતાં ઈશ્વરમાં ત્રણ મુખ્ય વિચારોનો સમાવેશ થાય છે: સર્વજ્ઞતા, સર્વશક્તિમત્તા અને સર્વવ્યાપિત્વ. હવે જો તમે ઈશ્વરનો એ વિચાર સ્વીકારો તો તમારી શક્તિ તેની શક્તિની બહાર નથી, તમારૂં જ્ઞાન તેના જ્ઞાનથી વધારે વિશાળ નથી, તમારૂં અસ્તિત્વ તેનાથી સ્વતંત્ર હોઇ શકે નહિ. હવે "અમે અમૂક કાર્ય કરી પછીથી ઈશ્વરને પ્રાપ્ત કરીશું" એ વિચારમાં ઈશ્વર જાણે મનુષ્યની બનાવેલી અથવા તો માણસે પોતે બનાવી લેવાની એકાદ વસ્તુ હોય નહિ એવો ભૂલભરેલો સિદ્ધાંત રહેલો છે. "સ્વતંત્ર

થઇ પછી એકદમ ઇશ્વરને મેળવવા બેસી તેને ગજવામાં લઇ ફરવા માંડીશું," એવો વિચિત્ર અને વિરોધી વિચાર તે દલીલોમાં રહેલો છે.

ઇશ્વર જો હોય તો તેનાં ત્રણે વિશેષણો સાચાં હોવાં જોઇએ અને તેની શક્તિ વિના મનુષ્ય કશું જ કરી શકે નહિ એ પણ નક્કી. "હું કરૂં, હું કરૂં" એમ માની રજો-ગુણમાં પડી અહંતાને પોષવામાં પણ જો માણસ તેના અંતિમ સત્યથી વિરુદ્ધ જાય તો તે જરૂર ખત્તા ખાય છે. મનુષ્ય પ્રયત્ન ગમે તેવો પ્રચંડ અને રાક્ષસી હોય તો પણ તે અસત્ય ઉપર રચાએલો હોય તો તે નિષ્ફળ જ જવાનો. સત્ય ઉપર રચાયલો હોવા છતાં તે તુરત માણસના ધાર્યા પ્રમાણે જ સફળ થવો જોઇએ એવો પણ નિયમ નથી. સત્ય અને તે પણ મનથી પર જે સત્ય છે (મનમાં તો અસત્ય અને સત્યનું મિશ્રણ જ હોઇ શકે) તેના પ્રતિબિંબમાં ક્રિયા થાય તો તે સફળ થાય. કારણ તેની પાછળ સર્વશક્તિમાનની શક્તિ હોય છે. એ વિષે કેટલુંક હું તત્ત્વજ્ઞાનની ભાષામાં લખું તો તો તમને તે કેવળ શબ્દની ગૂંથણી જેવું જ લાગશે. એટલે, તમને મારી દલીલ વધારે સ્પષ્ટ કરવા ખાતર દૃષ્ટાંત આપીને સ્ફોટ કરૂં છું.

"શું ઇશ્વરની શક્તિથી પર થઇને તમે દેશને સ્વતંત્ર

કરી શકશો? ” જો ઈશ્વર હોય તો આપણા દેશની સ્વતંત્રતા તેની શક્તિની બહાર ન જ હોઇ શકે. મનુષ્યની શક્તિ પરિમિત હોઈ તે કદાચ સફળ ન થાય, પરંતુ સર્વશક્તિમાનની શક્તિને કશું અસંભવિત હોઇ શકે જ નહિ.

કદાચ તમને એવો પ્રશ્ન થશે કે “આ તો વળી પાછો તમે તમોગુણને ઉત્તેજન આપવાનો માર્ગ શોધી કાઢ્યો! સઘળું ઈશ્વર કરશે અને કરે છે એમ માની આપણે હાથ જોડીને બેસી રહેવાનું આ વીસમી સદીના પ્રગતિમાન જમાનામાં તમને ક્યાંથી સૂઝ્યું? પરંતુ, એ અનુમાન ખરૂં નથી. ઈશ્વર સર્વશક્તિમાન છે અને તે કાર્ય કરે છે એ માણસે અનુભવવાનું છે અને તેના કાર્યને માટે, મનુષ્યના દૃષ્ટિબિંદુથી જોતાં, તૈયાર થવાનું છે. ઈશ્વરના દૃષ્ટિબિંદુથી તો દેશની સ્વતંત્રતાની, મોક્ષની, કશાની જરૂર નથી. કારણ કે ઈશ્વરે તેમાંનું કશું ગુમાવ્યું નથી. એ સઘળું માણસે કરવાનું છે. પરંતુ, જ્યારે ચૈતન્યની અનંતતાનો સાક્ષાત્કાર થાય છે ત્યારે વર્તમાન માનુષી જીવનની ક્ષુદ્રતા અને તેમાં રહેલું અજ્ઞાન દીવા જેવું જણાઇ આવે છે. તે (અનંત) “सत्यं ऋतं बृहत्” માણસે પ્રાપ્ત કરવું જોઇએ. અને તે પ્રાપ્ત કરે તો જ અજ્ઞાન દૂર થાય. એવી સ્થિતિ સર્વે પ્રાપ્ત નથી કરવાના તે હું જાણું છું. અને એકે વખતે સર્વે તે ન જ કરી શકે એ પણ સ્પષ્ટ છે. પરંતુ વિરાટ્ વિશ્વમાં ક્રમે ક્રમે

આવિર્ભાવ પામતા આત્માનું અંતિમ લક્ષ્ય એ ભૂમિકા પ્રાપ્ત કરવામાં સમાયલું છે એવું તો માણસ બુદ્ધિથી સ્વીકારી શકે.



હવે રહ્યો વ્યવહારનો પ્રશ્ન "આજકાલની સ્થિતિ" વગેરે વાતો જે લોકો બાંધછોડ કરવાની વૃત્તિવાળા હોય છે તેઓ જ કરે છે. ઈશ્વર જો હોય તો તેણે જીવનનું કાર્ય બતાવવું જોઈએ તેનું જે સત્ય અમુક વ્યક્તિદ્વારા આવિર્ભાવ પામવા યત્ન કરી રહ્યું હોય તે પ્રાપ્ત કરવું એ વ્યક્તિનું પ્રથમ કર્તવ્ય છે. ઈશ્વર જો હોય તો તેણે જ આપણા જીવનમાં અધિષ્ઠાન લેવું જોઈએ. આપણે—સાત્વિક ભલે હોય—અહંતાનો સર્વથા ત્યાગ કરી તેને સ્થાને તે અનંતને સ્થાપન કરવો જોઈએ. વ્યવહાર આ સિદ્ધાંત ઉપર જ રચી શકાય જેમની દૃષ્ટિ એવી આંતરભૂમિકા પ્રાપ્ત કરવા પ્રત્યે નહિ પરંતુ ઐહિક પરિણામો પ્રાપ્ત કરવા પ્રત્યે હોય તેઓ ભલે ગમે તે વિચારથી જીવન દોરે.



માણસ જ્યારે પોતાની અહંતાથી પ્રેરાઈ સર્વશક્તિમાનની

શક્તિ સામે અજ્ઞાનને લીધે જાય છે, ત્યારે તેના જીવનમાં અસત્ય, અજ્ઞાન વગેરે ઝેરની પેઠે વ્યાપી જાય છે. તાવને લીધે જેમ ગરમી જણાય છે તેમ તેવી વ્યક્તિઓમાં અને પ્રજાઓમાં એ અજ્ઞાનની ગરમી શક્તિનું સ્થાન લે છે. એવાં જીવન ઘણાં આકર્ષક હોય છે. રાવણ પણ ઘણો આકર્ષક હતો. અજ્ઞાનની સઘળી રાક્ષસી માયા એવી જ આકર્ષક હોય છે. જર્મનીએ રાક્ષસી પ્રયત્ન કરી પોતાની બાથમાં પૃથ્વી લેવાનો સટ્ટો કર્યો. મનુષ્યની અજ્ઞાન દશામાં થતા પ્રયત્નોનો એ એક નમૂનો છે! શું કૈસરે ગાદી છોડવાના ઇરાદાથી યુદ્ધ આરંભ્યું હતું? નહિ જ. વિરાટશક્તિની કાર્ય કરવાની ખૂબી આવી પરિસ્થિતિમાં વધારે સચોટ રીતે બહાર પડે છે.

બીજું ઉદાહરણ જાપાનમાં થયલો ધરતીકંપ છે. પદાર્થ-વિજ્ઞાન એ એક મહાન વિદ્યા છે. તેની સહાય લઇને જાપાન પોતે સહીસલામત જ નહિ, પરંતુ અત્યંત બળવાન છે એમ માનતું હતું. ટોકીઓ, યોકોહામા વગેરે તદ્દન નવાં ઊભાં કરવામાં આવેલાં શહેરો જાપાનની શોભા રૂપ હતાં એમ તેમને લાગતું. માણસના પ્રયત્નથી થઇ શકે તેટલી સાવચેતી તેમના રક્ષણ માટે લેવામાં આવી હતી. બધા ઉપાયો બાજુએ રહી ગયા અને પાંચ મિનિટમાં આખાં શહેરોનાં શહેરો ઈંટો અને માટીનો ઢગલો થઇ ગયાં! દરિયાના પાણીની

એકજ છોળ આવતાં ગામડાંઓ એવી રીતે ધોવાઇ ગયાં કે તેમની નિશાની પણ ન રહી!, અને જમીન હતી ત્યાં પાણી અને પાણી હતું ત્યાં જમીન થઇ ગઇ! પાણીના નળો, તારનાં દોરડાંઓ અને સર્વે સગવડો અગવડ રૂપ નીવડી. કશું બચાવી શકાયું નહિ. નજરે જોનારાઓ કહે છે કે, "જીવતાં અમે નર્કની યાતના પ્રત્યક્ષ જોઇ અને અનુભવી." માણસથી સ્વતંત્ર એવી કોઇ શક્તિ માનવાને અને ભવિષ્યને માટે સાવચેતી રાખીને વર્તવા માટે પ્રકૃતિનું આ એક પગલું ગણી શકાય. એ તો જે દષ્ટિબિંદુથી જોવામાં આવે તે પ્રમાણે બુદ્ધિ એવા બનાવોને સમજાવી શકે. કોઇ કહેશે હજી પણ આગળ ઉપર એવી શોધો થશે કે આખું શહેર હવામાં અદ્ધર રહી શકશે અને ધરતીકંપથી જરા પણ નુકસાન નહિ થઇ શકે. અસ્તુ! તેવે સમયે હવાનો કાબૂ માણસ પાસે કેટલો જુજ છે એવું પ્રકૃતિ બતાવી શકશે એવી મને તો શ્રદ્ધા છે.



આજુબાજુના સંજોગો જેને તમે Environment કહો છો તેના વંટોળિયામાં માણસ કેવો સૂકા પાંદડાની પેઠે આમતેમ ફેંકાય છે તેનાં અનેક ઉદાહરણો મળી આવશે. "માણસ સ્વતંત્ર છે." એ સૂત્ર ગોખવાથી તે સ્વતંત્ર થઇ

જતો નથી. આજુબાજુના સંજોગોને વશ થઈ પોતે "હું કેવો સ્વતંત્ર છું." એવી મિથ્યા લાગણીને ભલે પોષે, પરંતુ કાળનાં રમકડાં જેવી જ તેની ખરી સ્થિતિ છે. ફ્રાંસનો પ્રમુખ પોંકરે એમ કહેતો કે "ગમે તેમ થાય પણ હું તો જર્મનીને લૂંટીને પણ લઢાઇની ખંડણી લેવાનો. તેનામાં આપવાની શક્તિ હોય કે નહોય, તેની મને પરવા નથી." એક-બે અઠવાડિયાં જતાં ઇટાલીનો મુસોલીની રશિયા જોડે સંબંધ બાંધે છે એવું સંભળાય છે. તુરતઃ જર્મની પાસેથી દંડ લેવાની વાત તો ક્યાંની ક્યાં રહે છે અને ઇંગ્લાંડ, ફ્રાંસ વગેરે મિત્રાચારીની લાગણીથી ઉભરાઇ જાય છે! અને છેવટે જર્મની કેટલું આપી શકે તે વિષે વિચાર કરવાનું નક્કી કરે છે. આ શું બતાવે છે? ક્યાં ગઇ પોંકરેની સ્વતંત્રતા? પ્રકૃતિના વમળમાં यंत्रा रूढानि मायया ગોળ ગોળ ફરીને "હું બધું ચલાવું છું" એમ સંતોષ માની લેવો હોય તો જુદી વાત છે. બાકી જેઓ જોઇ શકે છે તેમને તો આ પ્રજાને દોરવાનો અને દાવો કરનારા કહેવાતા નેતાઓ બાજીનાં સોગટાં જેવા જ લાગે છે.

માણસની સ્વતંત્રતાનો આ નમૂનો ધ્યાનમાં લેશો.

છેલ્લામાં છેલ્લો દાખલો આપણા .... .... જેવા પણ અસહકારના મૂળ સિદ્ધાંતોથી દૂર રહેલા હોવા છતાં વાતાવરણના

બળને વશ થઇ અહિંસાનો વિરોધ મૂકી નાગપુરની પ્રાંતિક લડતમાં જેલમાં જવાને તૈયાર થયા. એ પણ પ્રકૃતિની એક બલિહારી જ છે ! નાગપુર જવાની યોગ્યાયોગ્યતાનો પ્રશ્ન નથી, પરંતુ માણસની સ્વતંત્રતાનો સિદ્ધાંત કેટલે અંશે ખરો છે તે જોવાનો પ્રશ્ન છે. કર્તાબુદ્ધિદ્વારા પ્રકૃતિમાં રૂપાંતર થાય એટલે તે પણ "મેં કર્યું" એવી મિથ્યા ભાવના સિવાય સ્વતંત્રતા જણાતી જ નથી. અને જ્યાં સુધી પ્રકૃતિની એ અનિવાર્ય સત્તામાંથી છૂટા થવાય નહિ ત્યાં સુધી એ અજ્ઞાનનું ચક્ર ચાલ્યા જ કરવાનું.

સાથે સાથે માણસના વિચારોમાં પણ જે ત્વરાથી પરિવર્તન થાય છે, તેના સિદ્ધાંતો વારે વારે બદલાય છે એ પણ મનની અપૂર્ણતાની સાબિતી છે. ભલે આપણે તે પરિવર્તનોની જરૂર સ્વીકારીએ; પરંતુ એટલું તો નક્કી કે "મન" એ સત્ય અને અસત્ય એ બન્નેના મિશ્રણવાળું હોઇ તે છેવટનું સત્ય કદી પણ શોધી શકતું નથી.



"દેશના ઉદ્ધારની" જે વાત તમે લખો છો તેનાથી હું તદ્દન અપરિચિત છું એવું તો તમે નહિ જ માનતા હો એવી આશા છે. તમને યાદ હોય તો દેશભક્તિના વાતાવરણ-

માં તમારો પ્રવેશ થવામાં હું કાંઇક અંશે કારણભૂત પણ હતો એમ મને યાદ છે. અસ્તુ! તમારે મને તે પાઠ પાછો નજર આગળ ધરવો પડે છે એ પણ પરિસ્થિતિમાં થયેલું પરિવર્તન સૂચવે છે. " અમે પ્રથમ સ્વતંત્રતા સર કરી પછી ઇશ્વરને પ્રાપ્ત કરવાની ખટપટ કરીશું." એ દલીલ કેટલી પાયા વિનાની છે તે તમે આગળ જોયું જ હશે. વળી વધારે સ્પષ્ટીકરણની ખાતર અહિં તેને વિષે કાંઇક લખું છું.

વ્યક્તિ એ પણ એક જીવતું પ્રાણી હોઇ તેનાં જુદાં જુદાં કરણો એકબીજા જોડે પરસ્પર કાર્ય પ્રતિકાર્ય કરે છે. એટલું જ નહિ પરંતુ ઘણે અંશે તેમનો વિકાસ પણ સાથે સાથે જ ચાલે છે. આપણા કૃત્રિમ વિભાગોમાં જીવનનું પૃથક્કરણ કરીશું તો તે તદ્દન હાસ્યજનક જ જણાશે. માણસ શારીરિક, પ્રાણમય, માનસિક તથા આધ્યાત્મિક છે, માટે પ્રથમ તેણે શરીર ખીલવવું જોઇએ અને શરીરનો વિકાસ ૨૫ વર્ષ સુધી થાય છે માટે તેટલો સમય તેણે કસરત જ કર્યા કરવી જોઇએ. જ્યારે શારીરિક વિકાસ થઇ રહે ત્યારે તેણે બારાખડી શરૂ કરવી જોઇએ! પ્રથમ શરીર, પછી મન આવે ને? પરંતુ, આવી દલીલ કરનારને આપણે હસી કાઢીશું. સાથે સાથે મન પણ કેળવીએ છીએ, પ્રાણ પણ ખીલે છે. આખું પ્રાણી વિકાસ પામે છે.

વ્યક્તિમાં આ ક્રિયા સંકુલ (Complex) હોય છે તેના કરતાં પણ પ્રજાઓમાં અર્થાત્ મનુષ્યોના સમૂહોમાં તે ઘણી જ વધારે – અનંત ગણી – રંગબેરંગી અને મિશ્રિત થઈ જાય છે. દેશનો ઉદ્ધાર એટલે તમે કે હું કહીએ કે કરવા માગીએ તેટલો જ નથી. દેશનો અર્થ ઘણો વિશાળ છે. તેમાં આર્થિક, સામાજિક, આધ્યાત્મિક અને રાજકીય કેળવણીને લગતી, સાહિત્યને લગતી વગેરે અનેક પ્રવૃત્તિઓનો સમાવેશ થાય છે.

તમારી દલીલો પ્રમાણે તો હમણાં રાજકીય પ્રવૃત્તિ સિવાયની પ્રવૃત્તિ બધી જ નકામી ગણાય. રાજકીય સ્વતંત્રતા પ્રાપ્ત કરવી એ ઘણું જ અગત્યનું છે. પરંતુ રાષ્ટ્રીય સાહિત્ય, તત્ત્વજ્ઞાન, કલા, સામાજિક સુધારણા, પદાર્થવિજ્ઞાનની શોધ-ખોળ, આર્થિક ઉન્નતિ વગેરે જ્યાં સુધી તે સ્વતંત્રતા ન મળે ત્યાં સુધી બંધ રાખવાનો વિચાર તદ્દન અવ્યવહારૂ અને અસ્વાભાવિક છે. એ સર્વ કાર્યો પરસ્પર પોષક હોઇ તે પ્રત્યેકમાં ઉન્નતિ કરવા માટે જે પ્રયત્ન થાય છે તે દેશને લાભદાયક જ છે, એમ વિચાર કરતાં જણાઇ આવશે. તમારી દલીલ પ્રમાણે તો રાષ્ટ્રીય રાજકીય સ્વતંત્રતા ન મળે ત્યાં સુધી ખાવાનું પણ મુલતવી રાખવું જોઇએ એવો મુદ્દો નીકળી શકે. આખા દેશમાં કેટલાક અમુક કાર્યમાં જવાના, બાકીના બીજાં કાર્યોમાં; એ પ્રમાણે વહેંચાવાના. તેમાં તમને

જે સૌથી વધારે જરૂરનું યા નો તમારી પ્રકૃતિને અનુકૂળ લાગે તે તમે કરો. બીજા કોઇને બીજું ઉપયોગી લાગે તો તે પોતાનું કાર્ય કરે. આટલે સુધી કશો વાંધો નથી. પરંતુ, જ્યારે તમારા કાર્યની ઉપયોગિતાનો અતિશયોક્તિ ભરેલો ખ્યાલ બાંધી "શા માટે અમુક માણસ આવીને અમે કહીએ છીએ તે પ્રમાણે કામ નથી કરતો?" અથવા તો "એનું કાર્ય હું તો નકામું ગણું છું" એવા અભિપ્રાયો બાંધો, ત્યારે તમને ઉપરની દલીલ યાદ દેવડાવવાની જરૂર પડે એ સ્વાભાવિક છે. તમે તો એમ પણ દલીલ કરો કે જગદીશ-ચંદ્રે શા માટે શોધખોળ કરવામાં પોતાનો અમૂલ્ય સમય ગુમાવવો જોઇએ? ટાગોર વળી નકામા કવિતા શા માટે લખે છે? પરંતુ પ્રજાના વિશાળ અને વ્યાપક જીવનમાં જે વસંતની બહાર ખીલવાની આશા સર્વે રાખે છે તેમાં એ સર્વેને રાજકીય સ્વાતંત્ર્યતા જેટલું જ ઊંચું સ્થાન છે એ ભૂલતા નહિ એવી આશા છે. એક હિંદી બોઝને માટે, કે રૅાયને માટે, કે ટાગોર કે મહાત્મા ગાંધીને માટે વ્યાજબી રીતે ગૌરવ ધરાવી શકે છે.

જ્યાં સુધી દેશ સ્વતંત્ર ન થાય ત્યાં સુધી સાહિત્યમાં પણ કશી પ્રવૃત્તિ ન થવી જોઇએ એવું તો નહિ જ માનતા હો. એટલે, તમે ધારો છો તે પ્રકારે હું કાર્યમાં ન હોઉં માટે દેશને હું નિરુપયોગી નહિ પડું એવી આશા રાખું છું.

અને દેશને મારે કઇ રીતે ઉપયોગી થવું એ નક્કી કરવાનું કામ તમે મારા ઉપર મૂકશો એવી માગણી કરૂં તો તે વધારા પડતી નહિ ગણાય.



ઉમર અને આધ્યાત્મિકતા વિષે ઘણો મતભેદ છે. કેટલાક એમ માને છે કે ૪૦ વર્ષ પછી જ ખરી આધ્યાત્મિકતાનો વિકાસ થાય છે. આ એક પ્રચલિત વહેમ છે. ઘણાં માણસો-નાં જીવનમાં તો ૪૦ વર્ષ પછી મગજ બરાબર બુદ્ધિપૂર્વક વિચાર પણ ભાગ્યે કરી શકે છે. કેવળ રૂઢિના દબાણને વશ થઇ શારીરિક, માનસિક વગેરે કેટલીક ક્રિયાઓ તેનામાં થયા કરે છે. પરંતુ બુદ્ધિ, શક્તિ, પવિત્ર ભાવનાઓ, લાગણી વગેરે મંદ થઇ જાય છે, યા તો પરિમિત અને અહંતા-પ્રધાન ક્ષુલ્લક ચૈતન્યમાં જોડાઇ રહે છે. એ સર્વે કરણો બાલ્યાવસ્થામાં અને યુવાવસ્થામાં વધારે બલવાન, શુદ્ધ અને એકાગ્રતાવાળાં થઇ શકે છે.

વળી, માણસ ક્રમે વિકાસ પામે છે એ દલીલ પણ સ્થૂલ જીવનમાં સર્વાંશે સત્ય નથી. પૂર્વજન્મની તૈયારીનો તેમાં સમાવેશ કરવામાં આવતો નથી. નાની ઉમરમાં ઉચ્ચ તત્ત્વો ખીલવી શકાય છે. એ સ્વીકારતાં પણ "આધ્યાત્મિકતા તો

તેમને માટે ભયંકર છે” એવો ખ્યાલ ઘણાંને થાય છે. એ પણ ખરો નથી.

ઇતિહાસનું અવલોકન કરતાં જણાશે કે ઘણાંએ સાધકો મહાત્માઓ અને તત્ત્વવેત્તાઓ બાલ્યાવસ્થામાં (ભયંકર?) આધ્યાત્મિકતાનું અનુસરણ કરતા હતા. પ્રહ્લાદ પાંચ વર્ષે ઈશ્વરને પામ્યો હતો એમ કહેવાય છે. ધ્રુવે નાની ઉમરમાં **તપ** (?) કર્યું હતું. તમે કહેશો કે એ તો “બધું સ્વાધ્યાય ..................... ધીરજ, શાંતિ વગેરે હતું, બીજું કાંઇજ નહિ. ધ્યાન-બ્યાન નહિ” તો હું તમારી જોડે સંમત થવાને ભાગ્યશાળી નથી એટલુંજ કહી શકું. વળી તમે એમ કહેશો કે “એવાં ગપ્પાંઓની પુરાણમાં ક્યાં ખોટ છે?” તો હું તમને ઇતિહાસના પૂરાવાઓ પણ બતાવવા યોગ્ય ધારૂં છું.

ગુરુ નાનક, સ્વામી રામદાસ, જ્ઞાનેશ્વર, રામકૃષ્ણ, વિવેકાનંદ, શંકરાચાર્ય વગેરેએ ઘણી નાની ઉમરમાં આ (ભયંકર ગણાતી) આધ્યાત્મિકતાનું સેવન કર્યું હતું. ગૌતમબુદ્ધ પણ તેવામાંજ ગણાય. વધારે દૃષ્ટાંતો આપવાની જરૂર નથી તેથી આટલેથી અટકું છું. સ્વામી દયાનંદને પણ ધર્મજાગ્રતિ ૧૩ વર્ષની ઉમરે થયલી!

હવે, આ તો બધા અપવાદ રૂપ જ હતા એવી દલીલ રહી. તે પણ બંધ બેસતી નથી. ઉપનિષદ્‌માં ૮ વર્ષે ગુરુને ત્યાં જવાની આજ્ઞા છે. અને ઉપનિષદ્‌માં (મનુસ્મૃતિમાં નહિ એ ધ્યાનમાં લેશો.) બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરવાની વિદ્યાને જ "જ્ઞાન" કહેવામાં આવે છે. આ દલીલો ઉપરથી એમ ન માની લેતા કે મારો પોતાનો અભિપ્રાય સર્વેને આધ્યાત્મિકતાનો ઉપદેશ આપવાને બેસી જવાનો છે. પરંતુ આપણા કેટલાક બંધુઓ અમુક ઉમરની કૃત્રિમ હદ બાંધે છે તે કેવી ખોટી છે તે બતાવી આપવાનો છે. વળી, એ પ્રમાણે વિચાર ઠસાવવાથી જેનામાં આધ્યાત્મિકતાનાં બીજ હોય તેની પ્રકૃતિના વિકાસને ધક્કો પહોંચવાનો પણ સંભવ રહ્યો છે તે તમારી નજર બહાર નહિ જ હોય.



ઉપર ઈશ્વરના અસ્તિત્વ વિષે તથા તેને પ્રાપ્ત કરવાની પદ્ધતિ વિષે મેં જે લખ્યું છે તે વાંચીને તમે પ્રશ્ન કરશો કે "કયે માર્ગે તમે આ મહાન અને ચર્ચાસ્પદ વિષયનો નિકાલ લાવવાની ઈચ્છા રાખો છો?" તેનો ઉત્તર હું ટૂંકામાં આપવા યત્ન કરીશ. વિશ્વપ્રકૃતિમાં ક્રમે ક્રમે આત્મા (ચૈતન્ય) આવિર્ભાવ પામે છે. જડ પદાર્થ, તેમાંથી સજીવ વનસ્પતિ સૃષ્ટિ, તેમાંથી ઇન્દ્રિય અને અંધપ્રેરણાવાળાં તથા કાંઈક વિચારશક્તિવાળાં

પ્રાણીઓ, અને અંતે બુદ્ધિ, શક્તિ વગેરેથી યુક્ત મનુષ્ય એ પ્રમાણે સૃષ્ટિમાં વિકાસ થયો છે. અત્યાર સુધીન વિકાસમાં "મન" ઉત્તમોત્તમ કરણ છે. પરંતુ, મન એ કાંઇ છેવટનું કરણ નથી. તેના અનેક પુરાવાઓ ટાંકી શકાય તેમ છે. આપણી સંસ્કૃતિ પ્રમાણે તર્ક, પ્રમાણ (બુદ્ધિ) વગેરે જ્યારે છેવટનો નિર્ણય ન કરી શકે ત્યારે સ્મૃતિ (Intuition) શ્રુતિ (Inspiration) અથવા તો દૃષ્ટિ (Revealation)ને પ્રમાણભૂત માનવામાં આવતી. અર્થાત્ મનની ભૂમિકા છોડતાં સ્મૃતિ (સ્વયંજ્ઞાન), શ્રુતિ અને દૃષ્ટિ એ શક્તિઓ આવે છે. સામાન્ય જીવનમાં કવિતા, કળા, ધર્મ, આધ્યાત્મિકતા, પ્રેરણા વગેરે તે શક્તિઓનું પરિણામ હોય છે. તેથી જ શંકરાચાર્ય જેવા પ્રખર તર્કવાદી પણ પોતાની બુદ્ધિથી અનુમાન, નિર્ણય વગેરે બાંધી છેવટે, इति श्रुतेः એમ કહી પોતાના કરતાં શ્રુતિનું પ્રમાણ વધારે સબળ ગણતા. વેદમાં, ઉપનિષદ્‌માં આપણને જે જ્ઞાન અપાયલું છે તે એ મનથી પર દશામાં પ્રાપ્ત કરેલું છે.

પરંતુ, એ ત્રણે શક્તિઓ છેવટની ભૂમિકા નથી. મન અને વિજ્ઞાન એ બેની વચ્ચે તે શક્તિઓ આવી રહેલી છે. તેમનાથી પર વિજ્ઞાનની ભૂમિકા છે. અને તે ભૂમિકામાં અવિદ્યા, ત્રિગુણ, દ્વંદ્વ અને અહંતાને સ્થાન જ નથી, એટલે તેને વેદમાં सत्यं ऋतं बृहत् કહેવામાં આવે છે. ઈશામાં

તેને સૂર્ય કહેવામાં આવે છે. અને એ સઘળું વર્ણન કેવળ કાલ્પનિક યા તો કવિતા નથી. પ્રત્યક્ષ અનુભવને યા તો પ્રયોગને જેમ પદાર્થવિજ્ઞાનમાં વર્ણવવામાં આવે છે, તેમ આ, પણ આંતરજીવનની નવીન ભૂમિકાનું યથાર્થ વર્ણન માત્ર છે. "वेदाऽहमेतं पुरुषं महान्तं आदित्यवर्णं तमसा परस्तत्।"— અથવા તો "कोटि सूर्य सम प्रभं" અથવા कविर्मनीषी परिभूः स्वयंभूः એ સર્વે કાંઇ કવિતા નથી— हावु हावु हावु (તૈત્તિરીય) अहं श्लोककृत—વગેરે ઉક્તિ કેવળ અનુભવની જ વાણી છે.

મેં તમને ઉપનિષદ્‌માંથી કેવળ દષ્ટાંત ખાતર બેત્રણ જ ઉતારા આપ્યા, પરંતુ વેદ અને ઉપનિષદ્‌માં તો તેના સિવાય બીજું કશું ભાગ્યે જ મળી આવશે. એ જ વિજ્ઞાનના તેજસ્વી સૂર્યની શોધ, તેની પ્રાપ્તિ અને તેને પૃથ્વી ઉપર લાવવાની વૈદિક પિતૃઓની કથા, સરમાની દોરવણીથી ગુહામાં સંતાડેલી સૂર્યની ગાયો (જ્ઞાનનાં કિરણો)ની શોધ, અવિદ્યાની શક્તિઓનું દેવો સાથે યુદ્ધ અને ગાયોનું સત્ય મંત્રદ્વારા મુક્ત થવું— ગાયત્રીમાં પણ બ્રહ્મવર્ચસ્વવાળા વિશ્વામિત્ર એ વિજ્ઞાન સૂર્યનું જ આહ્‌વાન કરે છે. આ તો કદાચ વેદના વિવાદાસ્પદ અર્થમાં ઉતરવાનું થયું એમ તમને લાગે, પરંતુ ઉપનિષદો તો આ બાબત ઉપર સ્પષ્ટ છે.

હવે, ક્રમવિકાસમાં મનથી પર રહેલી આ નવી શક્તિ

યા તો નવા કરણનો વિકાસ કરવામાં માણસ બુદ્ધિપૂર્વક ભાગ લઈ શકે છે એટલું જ નહિ, પરંતુ પોતાની આંતરક્રિયાઓથી યાને આંતરજીવનના કાર્યોથી તે વિકાસને ત્વરિત યા તો મંદ પણ કરી શકે છે. એ વિજ્ઞાનનું કરણ કાર્ય કરી શકે તેને માટે સૂક્ષ્મ અને સ્થૂલ આધારમાં કેટલાંક પરિવર્તનો થવાની જરૂર છે. ઉપર જણાવ્યા પ્રમાણે બુદ્ધિપૂર્વક મનુષ્યજાતિએ વિકાસમાં ભાગ લેવો તેને "યોગ" કહી શકાય. પરંતુ એ વ્યાખ્યા કાંઇક અંશે અપૂર્ણ છે. "ક્રમવિકાસમાં ભાગ લેવો" એને યોગ કહેવા કરતાં આંતરવિકાસનો ખાસ માર્ગ સ્વીકારી મનુષ્યની આંતરશક્યતાઓ અને ચૈતન્યની નવી ભૂમિકાઓનું જ્ઞાન મેળવી તેમને મનુષ્યજાતિની શક્યતાઓ તરીકે સ્થાયી કરવી એ પ્રયત્નને "યોગ" કહી શકાય.



આગળના એક પત્રમાં મેં તમને યોગ અને તેની અગત્ય વિષે લખેલું છે. કદાચ તે તમારી નજર બહાર હોય એમ ધારી ફરીને તે વિષે કાંઇક લખું છું. રસાયન, પદાર્થ-વિજ્ઞાન, વનસ્પતિશાસ્ત્ર, અને anthropology, Philology, crimatology વગેરે શાસ્ત્રો અગત્યનાં ગણો છો અને તેમાં શોધખોળ કરનારને શોધક તરીકે માનો છો. તો આખા આંતરજીવનનો અભ્યાસ, કાબૂ અને તે જીવનમાં

નવી શોધ, ચૈતન્યની નવી યા તો વિસ્તૃત ભૂમિકાની પ્રાપ્તિ વગેરે શા માટે ઓછું અગત્યનું ગણવું? તે જણાવશો.

વળી, પદાર્થવિજ્ઞાન વગેરે વિદ્યાઓનું કેટલુંક જ્ઞાન તો દરેક માણસને માટે જરૂરનું છે એમ માનો છો તો હું તમને કહું છું કે યોગનું જ્ઞાન તેમના કરતાં વધારે જરૂરનું છે; કારણકે માણસનું જીવન આંતરકરણોથી જ ઘડાય છે. અને "યોગ" તે કરણોમાં શુદ્ધિ, શક્તિ વગેરે લાવે છે યા તો લાવી શકે છે. પાંચ વર્ષ માણસ પ્રયોગશાળામાં શોધખોળ કરે તો તમે તેને "કેવો સરસ શોધક છે!" એમ કહી વખાણો અને તેની એકાગ્રતા અને સતત મહેનત કરવાની શક્તિનાં વખાણ કરો. પરંતુ ચાર-પાંચ વર્ષ સુધી કોઈ માણસ પોતાનું આંતરજીવન જાણવા પાછળ ગાળે તો તે વખતનો દુરુપયોગ જ ગણાય! અને તે પણ કેવી વિદ્યા? સ્થૂલ નહિ પરંતુ જે વિદ્યાને પરિણામે અશાંતિ, અજ્ઞાન, રાગદ્વેષ – કામનાઓ વગેરેને તે માણસ જાણી શકે ને તેમનું મૂળ પારખીને તેમને દૂર કરવામાં ફત્તેહ મેળવી શકે એવી વિદ્યા! જેને લીધે માણસના આખા બાહ્ય અને આંતર-જીવનમાં પરિવર્તન થઈ જાય તેને શા માટે ઓછી અગત્યની વિદ્યા ગણવી? શું પ્રત્યેક માણસને થોડે ઘણે અંશે તેની જરૂર નથી? Physics વિના કે રસાયનના શાસ્ત્રીય જ્ઞાન વિના માણસ ચલાવી શકે, કારણકે દરેકને તેનો ઉપયોગ

હોતો નથી પરંતુ, આંતરજીવન વિના તો માણસ કેવી રીતે ચલાવી શકે? અને તે કરણનો તે મરણ સિવાય ત્યાગ કરી શકતો નથી. મરણ પછી પણ તેનો ત્યાગ થઇ જાય છે એમ માનવાને કારણ નથી. એ પ્રયોગશાળા આપણી સાથે જ હોય છે. એટલે અજ્ઞાનની દશામાં તેમાં જે અવ્યવસ્થા હોય છે તે દૂર કરી જ્ઞાનપૂર્વક તેમાં વ્યવસ્થિતતા સ્થાપન કરવાની જરૂર છે. આ પ્રયત્નને યોગ કહી શકાય, પરંતુ તે તો કેવળ પ્રાથમિક જરૂરિયાત થઇ.



આર્યાવર્તની પ્રાચીન સંસ્કૃતિમાં એ આંતરજીવન—આધ્યાત્મિકતા—ધર્મ—જે કહો તે વધારે અગત્યનું ગણાતું, અને હમણાં પણ આપણી સંસ્કૃતિની ખાસ ખૂબી એમાં સમાયલી છે એટલું તો તમે પણ કબૂલ કરો છો. તો પછી, પુનર્જાગ્રતિના યુગમાં એ પ્રાચીન સત્ય ઉપર વધારે ઝોક દેવાય, અને પ્રજાનાં જાગ્રત થયલાં માણસોમાંનાં સારામાં સારાંમાંથી કેટલાંક તે કાર્યમાં પ્રેરાય એમાં શું આશ્ચર્ય છે? હું જાણું છું કે, રાજકીય સ્વતંત્રતાના ક્રિયામય, રસમય, અને રજોગુણને તૃપ્ત કરનારા ક્ષેત્રમાં પ્રજાના કેળવાયલા વર્ગમાંનો મોટો ભાગ દોરાવાનો જ છે. પરંતુ, આ પ્રાચીન, કઠિન, અને છતાં પણ આપણા સંસ્કૃતિના પ્રાણ રૂપ આ તત્ત્વ પ્રત્યે

ઘણા જ ઓછા દોરાવાના. અને તેમાં પણ ખરેખરા ઉત્તમ ગણી શકાય તેવાઓની સંખ્યા ઘણી જ નાની રહેશે. આવા સંજોગોમાં, તમારી પેઠે "અમે પછીથી ઈશ્વરને મેળવવાની ખટપટ કરીશું?" "ઈશ્વર તો નિરાંતને સમયે પ્રાપ્ત કરવાનો છે"— એ વિચારને હું સ્થાન આપી શકતો નથી. તમે પશ્ચિમની સંસ્કૃતિનાં તત્ત્વો વગર તકરારે સ્વીકારો તેમાં મને વાંધો નથી, પરંતુ, આર્યાવર્તનાં સત્યોને અમલમાં મૂકતાં અચકાઓ યા તો તેમને ગૌણ ગણી આગળ ઉપર (તે નિરર્થક હોય તેમ) ધકેલો ત્યારે મને તમારી નિષ્પક્ષપાત-વૃત્તિ વિષે શંકા થાય છે. વળી, આર્ય સંસ્કૃતિનાં તત્ત્વોને અનુભવમાં ઉતારી નાણી જોવાનો પ્રયત્ન કર્યા વિના તેમને અસત્ય કહેવાં એ પણ બરાબર ન જ ગણાય. હું પોતે પશ્ચિમની સંસ્કૃતિનો વિરોધી નથી. પરંતુ આર્ય સંસ્કૃતિના પાયા ઉપર જ આપણે આપણા જીવનની પુનર્ઘટના કરી શકીએ અને પશ્ચિમના સત્યને સમાવી શકીએ એમ હું માનું છું.



દેશની સ્વતંત્રતા કેવળ રાજકીય નથી હોતી. દેશ એટલે માત્ર રાજતંત્ર નહિ. દેશ એટલે દેશના માણસોએ સ્વીકારેલી સંસ્કૃતિ અને તેનાં મૂળ તત્ત્વો. એ સ્થૂલ નથી

પરંતુ સૂક્ષ્મ છે. ઇજિપ્ત અત્યારે રાજકીય સ્વતંત્રતા મેળવે પરંતુ મિસર—અસલની સંસ્કૃતિવાળું મિસર—હમણાં નથી અર્થાત્ એ પ્રજાનું વ્યક્તિત્વ જતું રહે છે યા તો બદલાઇ જાય છે. અને તેમાં પણ ખોટું નથી. જો પ્રજાની સંસ્કૃતિ અપૂર્ણ અને અસત્યના પાયા ઉપર રચાયલી હોય તો તે જાય તેમાં જ તે પ્રજાને અને જગતને લાભ છે. પરંતુ આર્યાવર્તની સંસ્કૃતિનાં તત્ત્વો સંગીન છે: જીવનદાતા—પ્રાણપ્રેરક અને સત્ય છે. હવે એ તત્ત્વો ખરાં છે કે ખોટાં તે તો અજમાવવાથી જ જોઈ શકાય.

આપણી સંસ્કૃતિની સંગીનતાનો અને તેમાં રહેલી સચ્ચાઇનો મોટામાં મોટો પુરાવો એ છે કે આપણે બાહ્ય વિટંબણાઓ છતાં આટલું લાંબું જીવન ટકાવી શક્યા (સ્થૂલ દષ્ટિએ) એટલું જ નહિ પરંતુ અન્ય સંસ્કૃતિઓને આપણે પચાવી દઇ તેમનું આક્રમણ અટકાવી આપણું વ્યક્તિત્વ જાળવી શક્યા.



તમારા આખા પત્રમાં પશ્ચિમના તત્ત્વોની અસર સ્પષ્ટ જણાય છે. તમારા લખાણમાં ગર્ભિત ભાવ છે કે "અમે દેશને બચાવીશું" અને બીજો ભાવ એ છે કે જ્યારે હિંદમાં

રામ, કૃષ્ણ, નાનક, કબીર, શંકર, રામકૃષ્ણ, રામદાસ, પ્રહ્લાદ, ચૈતન્ય, જ્ઞાનેશ્વર વગેરે ઉત્પન્ન થતા બંધ થશે તે સોનાનો દિવસ ગણાશે! હું દિલગીર છું કે હું તમારી સાથે એને સોનાનો દિવસ માનવામાં સંમત થઇ શકતો નથી!

વળી, તમે "દેશ બચાવવા માગો છો" તે કયો દેશ તે જણાવશો? આપણા આખા આંતરને પશ્ચિમનાં તત્ત્વોનો એકપક્ષી સ્વીકાર કરવા દઇ કેવળ શરીર અને રહેણીમાં કેટલુંક આર્યત્વ ન છૂટકે રહેવા દઈ કયો દેશ બચાવવા માગો છો તે જણાવશો? મેં આર્યત્વનો ઇજારો લીધો નથી; પરંતુ હું એમ તો માનું છું કે વેદ, ઉપનિષદ, ગીતાનું હિંદ, ઋષિ-મુનિઓનું, સિદ્ધ અને સાધકોનું, યોગીઓનું અને મહાત્મા-ઓનું હિંદ એ ખરું હિંદ છે. અને તમારી પેઠે એકદમ તે સર્વના હિંદને દૂર મૂકી, તેને અજમાવ્યા વિના છોડી દેવાને હું તૈયાર નથી. એટલું જ નહિ, પરંતુ તમારી પેઠે તેને આગળ ઉપર જોવા માટે હું મુલતવી રાખવામાં સંમત નથી. પ્રજાજીવન એ પ્રમાણે સપ્ત ભીંતો–દીવાલોથી જકડી રાખવાનો વિચાર ખરો નથી. મહાન પ્રજામાં જુદી જુદી વ્યક્તિઓ એ પ્રમાણે જુદા ક્ષેત્રમાં પડે એ જ ઇષ્ટ છે. હું "રાજકીય સ્વતંત્રતા હિંદને મળવાની છે" એટલું ખાત્રીથી માનું છું. એનાં કારણો, પદ્ધતિ વગેરે આપવાની તક હમણાં નથી. પરંતુ, એ સંપૂર્ણ ખાત્રી

થયલી હોવાથી આર્યાવર્તની સંસ્કૃતિનાં મૂળ તત્ત્વોનું અવલોકન કરવું હું જરૂરનું ધારું છું.

વળી, તમે અખતરા ખાતર પણ આપણી સંસ્કૃતિ સ્વીકારો તો પણ તેને તમારી પોતાની શરતો પ્રમાણે સ્વીકારવા માગો છો. એ વલણ પણ ખરું નથી. દેશની ઉન્નતિને માટે તથા તેની પ્રગતિની દિશા જાણવા માટે યા તો નક્કી કરવા માટે, આ તત્ત્વોનું જ્ઞાન જરૂરનું છે, કારણકે તે સિવાય સમાજ, નીતિ, ધર્મ, અર્થ વગેરેમાં સ્વતંત્ર થયલા દેશે શું કરવું તેની દિશા નહિ જાણી શકાય.

અહિં પણ દ્દષ્ટાંતો આપી મારો વિચાર સ્પષ્ટ કરવો યોગ્ય લાગે છે. મહાત્મા ગાંધી ૨॥ વર્ષ હિંદમાં આવીને બેસી રહ્યા, તે તમારી દૃષ્ટિએ તો વખતનો દુરુપયોગ જ ગણાયો, નહિ? આફ્રિકાથી આવીને તેમણે દેશોદ્ધાર કરવા માંડવો જોઇતો હતો.

સ્વામી વિવેકાનંદે રામકૃષ્ણ પાસે વર્ષો ગાળ્યાં તે પણ કેવાં નકામાં ગયાં? રામતીર્થનું જીવન તો વળી કેવળ નિરુપયોગી–લગભગ–ગણીએ તો શું ખોટું? રામકૃષ્ણ તો વિવેકાનંદ કરતાં પણ તમારી ગણત્રીએ ઉતરે. ગૌતમબુદ્ધે ૭ વર્ષ ગાળ્યાં તે પણ શા કામનાં? તમે તે સમયે હોત

તો "ભારત વર્ષે તુરતને માટે તો એક માણસ ગુમાવ્યો." એમજ માનો, નહિ? છતાં ઇતિહાસ જુદો નિર્ણય આપશે. હું જાણું છું કે વિવેકાનંદ, ગૌતમબુદ્ધ વગેરેને તમે સ્વીકારી લેશો; કારણ તમે જે જાતના કામની માગણી સર્વ પ્રત્યે (ફરજિયાત) કરો છો તે તેમના જીવનથી સંતોષાય છે. પરંતુ બીજાઓને તમે એ અગત્ય નહિ આપો. પરંતુ નવીન હિંદના તરુણોના આંતરજીવન પ્રત્યે જોશો તો એ સર્વેની અસર હમણાં પણ તમને જીવંત માલૂમ પડશે. તેઓ શરીર રૂપે મરણ પામ્યા છે, છતાં વિચારશક્તિ તરીકે હજી જીવે છે. અને સૂક્ષ્મ દેહમાં ડૂબકી મારી શકો તો તમે તેમને પ્રત્યક્ષ જોઇ શકો એ પણ નિર્વિવાદ છે. આ અનુભવને વહેમ ગણી કાઢવાની તમને સદંતર છૂટ છે, કારણકે Scienceના વહેમોમાંનો એ એક વહેમ છે કે જેટલું આપણી કર્મેન્દ્રિયોને દેખાય તેટલુંજ ખરું, તેટલુંજ વાસ્તવિક, બાકીનું બધુંજ ખોટું, (સ્વપ્નગમ – ભ્રમણા વગેરે). એ પ્રમાણે બુદ્ધિના કાર્યક્ષેત્રને સ્થૂલ જગતમાંજ મર્યાદિત કરવાથી સૂક્ષ્મ તત્ત્વો વિષે આપણે અજ્ઞાનમાં રહીએ છીએ. સૂક્ષ્મ તત્ત્વો વિષે વિચાર, તુલના કરી જ્ઞાન મેળવનાર બુદ્ધિ તો એ સર્વ સૂક્ષ્મ જીવનને જાણીને અનુભવી શકે છે. સર ઑલીવર લૉજ જ્યારે પદાર્થવિજ્ઞાનના પ્રયોગો કરે છે ત્યારે તેની બુદ્ધિ શુદ્ધ હોય છે અને સૂક્ષ્મ જગતનું અસ્તિત્વ સિદ્ધ કરે છે ત્યારે તે ગોથાં ખાય છે એમ માનવાને શું કારણ છે તે જણાવશો?

તેનાં પુસ્તકો વાંચો, William Steadનાં પુસ્તકો જુઓ, Canon Doyleનાં હમણાં લખાયલાં નવાં પુસ્તકો વાંચીને વિચારો તથા A. Eનું "The Candle of Vision" વાંચી જુઓ. અને પછી સ્થૂલ પ્રયોગોમાં કેળવાયલી બુદ્ધિ-દ્વારા પણ સૂક્ષ્મ જગતના અસ્તિત્વ વિષે પૂરતા પુરાવાઓ મળે છે કે નહિ તે તપાસો. આ સર્વે પશ્ચિમના હમણાંના નવા વિચારકો પ્રત્યે તમારૂં ધ્યાન ખેંચવાનું કારણ એ નથી કે તેમણે બહુ જ મહાન શોધો, આંતરજીવનમાં કરી નાંખી છે. આર્યાવર્તે કરેલા કાર્યના પ્રમાણથી જોતાં હજી તેઓ એકડો પણ ઘૂંટી રહ્યા નથી. પરંતુ, તમને પશ્ચિમના વિચારો વધારે સપ્રમાણ, વધારે પ્રયોગાત્મક લાગે છે તેથી જ તેમના પ્રત્યે ધ્યાન ખેંચું છું. પછી વાંચ્યા, વિચાર્યા વિના "અમે માનીએ તે જ ખરું છે" એવો આગ્રહ ધરાવી "અમે કોઇના પણ અનુયાયી નથી"—એમ કહેવડાવવામાં કાંઇ ખાસ મહત્તા માનતા હો તો તે તમે જાણો.



જ્યારે જ્યારે આપણે કોઇ વ્યક્તિના વિચારને માનીએ છીએ ત્યારે ત્યારે આપણે તેના જીવનમાં કાર્ય કરી રહેલા સત્યનો સ્વીકાર કરીએ છીએ. જેઓ બુદ્ધિને કાર્ય કરવા દેતા નથી તેઓ "જી હજુર" કરીને ભલે અંધશ્રદ્ધાથી

પ્રેરાતા હોય પરંતુ જે બુદ્ધિનો ઉપયોગ કરે છે તેઓ તો વ્યક્તિમાં સત્ય દેખાય છે તેને જ અનુસરે છે. પરંતુ, તેથી વ્યક્તિના અનુયાયી ગણાવાની બીકે તેના સત્યનો ત્યાગ કરવો જરા પણ ઉચિત નથી. વળી, સત્ય સનાતન છે તો પણ વ્યક્તિદ્વારા જ તે શબ્દમાં અને જીવનમાં મૂકાય છે. એટલે વ્યક્તિ અને સત્ય વચ્ચે કાંઈક સંબંધ દેખાવાનો જ. પરંતુ તેટલા માટે આપણે સત્યને છોડી દઈ શકતા નથી. આપણા કેટલાક બંધુઓની દલીલ તો એવી લાગે છે કે "અમુક કહે છે માટે તે ખરું છે એમ માની બેસો નહિ." આ સિદ્ધાંત ખરો છે. પરંતુ, "અમુક કહે છે માટે તે ખોટું જ છે એમ માનો." એવો સિદ્ધાંત તો તદ્દન નવો જ ગણાય. આપણા કેટલાક બંધુઓએ ગાંધીજી, શ્રીઅરવિંદ, ઉપનિષદ વગેરેને નહિ માનવાની જે ચેતવણી આપી છે તેના મૂળમાં "શ્રીઅરવિંદ કહે છે માટે તે ખરું ન હોઈ શકે" યા તો "ઉપનિષદમાં અમુક સત્ય છે અને તેને માનીશું તો આપણે ઉપનિષદના અનુયાયી થઈ જઈશું. માટે આપણે તેમાંનું કશું માનવું નહિ એ જ આપણા વ્યક્તિત્વની, સ્વતંત્રતાની અને વિચારશક્તિની કસોટી છે" એવો તેમનો મત હોય એમ જણાય છે.



અંધશ્રદ્ધા, ખરી શ્રદ્ધા અને સત્યનું અનુસરણ એ વિષે એક જુદો જ લેખ લખવાનો વિચાર છે. હમણાં તો ટૂંકામાં મારા વિચારો જણાવી દઉં છું. આગળ ઉપર વિસ્તારથી તેનું વિવેચન કરીશ. (લેખમાં)

"આધ્યાત્મિક અનુભવો મેળવવા એ એક પ્રકારનો સ્વાર્થ છે." એ પણ તમારો એક સિદ્ધાંત છે, જેની સાથે હું સંમત થઇ શકતો નથી. પરોપકાર પણ એક પ્રકારનો સ્વાર્થ નથી શું? દેશસેવા પણ છેવટે તમારો ઉચ્ચ સ્વાર્થ નથી? દેશની સ્વતંત્રતામાં તમારી સ્વતંત્રતા પણ આવી જવાની. એટલે તમે સ્વાર્થને ખાતર દેશોદ્ધારનો પ્રયત્ન કરો છો એમ કહેવું વ્યાજબી છે? જગદીશચંદ્ર બોઝ પોતાની પ્રયોગશાળામાં નવું યંત્ર બનાવે એ પણ એક જાતનો સ્વાર્થ નહિ ગણાય? પોતાના મનની અમુક જિજ્ઞાસા તૃપ્ત કરવા માટે એ પ્રમાણે બેસી રહી યંત્ર બનાવી પ્રયોગો કરવા એ શું સ્વાર્થ નથી?

છતાં, આપણે જાણીએ છીએ કે એ યંત્ર આગળ ઉપર માણસ જાતિને ઉપયોગી થવાનો સંભવ છે. આર્થિક દૃષ્ટિએ ઉપયોગી ન હોય તો પણ જ્ઞાનની વૃદ્ધિને ખાતર પણ તેની જરૂર છે. પરોપકારમાં એક પ્રકારનો સ્વાર્થ હોય છે, છતાં નિઃસ્વાર્થતા ઉચ્ચ ચારિત્ર્યની નિશાની છે, કારણ કે

જે માણસમાં તે ગુણ હોય છે તે પોતાની અહંતાનાં બંધનો વટાવી ચૈતન્યને વિશાળ કરવાના પ્રયત્નમાં પ્રગતિ કરી રહ્યો છે. જગદીશચંદ્રના યંત્રથી માણસની દૃષ્ટિ ઝીણી બને છે— નરી આંખની શક્તિ કેટલી અપૂર્ણ છે તેનો ખ્યાલ તે યંત્ર આપે છે અને માણસના નેત્રોની મર્યાદા વિશાળ થાય છે. એક ક્ષણમાં ઝાડ કેટલું વધ્યું તે જોવાની તક એ યંત્ર આપે છે. હવે, તમે એવી દલીલ કરો કે જગદીશચંદ્ર બોઝ જ્યાં સુધી તમે માગણી કરો તે પ્રમાણે રેંટિયો ફેરવે નહિ યા તો તમે જે કાંઈ એને માટે નક્કી કરો તે પ્રમાણે તમારી માગણીને સંતોષે નહિ ત્યાં સુધી તેનું કાર્ય નકામું છે, તો તે કેવું ગણાય? હું જાણું છું કે તમે ઉપર જણાવેલી દલીલ કરવાના નથી; કારણકે એ પદાર્થવિજ્ઞાનની વિદ્યાને લગતી બાબત છે. પરંતુ યોગ — આંતર યા તો આધ્યાત્મિક વિદ્યા માટે તમે એ જ પ્રકારની દલીલ તમારા પત્રમાં કરી છે. આત્મસાક્ષાત્કાર કરવો એ સ્વાર્થ નથી એટલું તો તમે સ્વીકારશો.



વિજ્ઞાનની ભૂમિકા એ પણ મનથી પર રહેલી માણસ જાતની શક્યતા છે. અને તેનો વિકાસ હમણાં મનુષ્યજાતિ જે કરણો વાપરે છે તેમાં કેટલોક ફેરફાર કર્યા વિના થઈ

શકે તેમ નથી. વળી, મન એ ઉચ્ચમાં ઉચ્ચ આધ્યાત્મિક શક્તિ હોવા છતાં, તેનામાં પોતાનાથી પર જવાનું સામર્થ્ય નથી. અને તેથી મનથી પર આવી રહેલી ભૂમિકાઓને કાર્ય કરવા દેવા માટે માણસે મનને પોતાનાં રોજનાં કાર્યોમાંથી ખેંચી લઇ નવા પ્રકારના કાર્યમાં જોડવું પડે છે. આવી પરિસ્થિતિ ઊભી થાય ત્યારે તેના મૂળમાં સ્વાર્થ યા તો તમોગુણી નિષ્ક્રિયતા છે એવું માની લેવાની જરા પણ જરૂર નથી.

વળી, એ વિજ્ઞાનની ભૂમિકા પ્રાપ્ત કર્યા પછી યા તો તેનો વ્યક્તિમાં આવિર્ભાવ થયા પછી તે કર્મ કરવા માટે યોગ્ય રહેતો નથી એ વિચાર ખરો નથી. આગળ દલીલમાં મેં જણાવ્યું છે કે જડ પદાર્થ (matter)ના ઉપર પ્રાણશક્તિ (life) કાબૂ ધરાવે છે એટલું જ નહિ, પરંતુ તે પદાર્થનો ઉપયોગ કરી શકે છે. વળી, જ્યારે વિશ્વ-પ્રકૃતિમાં માનસિક શક્તિનો આવિર્ભાવ થાય છે, ત્યારે આપણે જોઇ શકીએ છીએ કે એ શક્તિદ્વારા પ્રાણશક્તિ અને પદાર્થ (life & matter) બન્નેનું જ્ઞાન અને બન્ને ઉપર સ્વામીત્વ-કાબૂ-જામે છે. અર્થાત્ મન, (mind) પ્રાણ અને પદાર્થને જાણી શકે છે અને તેમના ઉપર કાબૂ મેળવી શકે છે. આટલા ઉપરથી જણાશે કે વિકાસની ઉચ્ચ ભૂમિકામાંની પ્રત્યેક ભૂમિકા તેનાથી ઉતરતી ભૂમિકા-

ઓને જાણી અને વાપરી શકે છે, પરંતુ નીચેની ભૂમિકાઓ ઉચ્ચ ભૂમિકાને અપૂર્ણપણેજ જાણી શકે અને તેના કાબૂ તો જરા પણ અંશે ધરાવી શકે નહિ.

એટલે, વિજ્ઞાન પ્રાપ્ત થતાં માનસિક, પ્રાણમય કે સ્થૂલ શરીરની શક્તિઓનો લોપ થવો જોઈએ એ માન્યતા ખરી નથી. વિજ્ઞાનમાં મન, પ્રાણ અને શરીર એ સર્વેનું સત્ય સમાયલું છે. માનસિક ભૂમિકામાં રહી માણસ જે પ્રકારનું કાર્ય કરી શકે, તેના કરતાં ઘણું વધારે અસરકારક અને સચોટ કાર્ય તે વિજ્ઞાનદ્વારા કરી શકે. નીચેની ભૂમિકાઓની સર્વે શક્તિઓનો ઉચ્છેદ કરવો એ કાંઇ ઉચ્ચ ભૂમિકાનો ગુણ નથી. માનસિક શક્તિઓનો આવિર્ભાવ થાય છે, ત્યારે પ્રાણની શક્તિઓ નાશ પામી જતી નથી. પરંતુ, ઉલટી વધારે વિસ્તૃત બને છે. તેજ પ્રમાણે વિજ્ઞાનને પરિણામે, મન, પ્રાણ અને શરીર વિશેષ વ્યાપક બને છે અને તેમની શક્તિમાં વધારો થાય છે.



ખરું છે કે સ્થૂલ દૃષ્ટિથી જોતાં કેટલાકને એમ લાગે કે અમુક વ્યક્તિ આપણે માગણી કરીએ છીએ તે પ્રમાણે કાર્ય કરવાની નથી, માટે વિજ્ઞાન પ્રાપ્ત કરનારા સર્વે એવાં

કાર્યો કરવાને નાલાયકજ થઇ જાય છે. આ દલીલનો રદીઓ હું ......ના પત્રમાં આપી ચૂકયો છું. પરંતુ, અહિં પાછો પુનરોક્તિ કરૂં છું. એક પદાર્થવિદ્યાનો અધ્યાપક તાર વગર સંદેશા મોકલવાની કળા શોધી તેને સિદ્ધ કરે ત્યાર પછી તે તારનાં દોરડાં વિના પણ કાર્ય કરી શકે છે. તેનો અર્થ એવો નથી કે તે ધાતુના તાર મારફત સંદેશા મોકલવાને નાલાયક થઇ ગયો છે. ખરી વાત એના કરતાં ઉલટીજ હોય છે! સામાન્ય માણસોની પેઠે તે તાર નથી વાપરતો, કારણકે તેના વિના તે ચલાવી શકે છે અને પોતાનું કાર્ય વધારે ઝડપથી, ઓછી અગવડે અને વધારે સફળતાથી કરી શકે છે. હવે, કોઇ એવી દલીલ કરે કે તેણે ધાતુના તાર મારફત જ કાર્ય કરવું જોઇએ તો તે કાંઇ તેને માટે અશકય નથી. પરંતુ, એનો નિકાલ બીજાઓ કરે તેના કરતાં તે વ્યક્તિ ઉપરજ છોડવો ઉચિત છે. વિજ્ઞાનદ્વારા કાર્ય થઇ શકે છે અને તે વધારે સચોટ, સફળ અને શક્તિશાળી હોય છે, એની ખાત્રી (દલીલદ્વારા) તમને આપવાનો મેં યત્ન કર્યો છે; પરંતુ, સાદશ્ય (analogy) એ કાંઇ દલીલ નથી એમ કહી તેને બાતલ કરો તો હું તમને એટલુંજ કહી શકું, કે "જાતે કરી જુઓ અને ખોટું જણાય તો તેનો સદંતર ત્યાગ કરો." (અલબત્ત, દરેક જાતે કરી શકશે જ એમ માનવાને કારણ નથી.)

જે પ્રમાણે બીજી પ્રજાઓમાં જીવનનાં જુદાં જુદાં ક્ષેત્રોનો વિકાસ થયલો હોવા છતાં અમુક એક ક્ષેત્ર તે પ્રજાનું ખાસ વિશિષ્ટ ક્ષેત્ર થઇ પડે છે, તેમ આધ્યાત્મિકતા એ આપણી પ્રજાનો ખાસ ગુણ થઈ ગયો છે એમ મને લાગે છે. પદાર્થવિજ્ઞાનના ઇતિહાસમાં જેમ યુગેયુગે નવી શોધો થઇ નવા નવા વિચારો અને સિદ્ધાંતોદ્વારા તેનું ક્ષેત્ર વિસ્તૃત થયું છે, તે જ પ્રમાણે આર્યાવર્તમાં ધર્મ, યોગ, ઇશ્વર, આધ્યાત્મિકતા વગેરે યુગે યુગે અવનવા સ્વરૂપોમાં ખીલ્યાં જ કર્યાં છે. ભારતના ઇતિહાસની ઉષાના ભૂલાઇ ગયલા કાળમાં લાંબે દૃષ્ટિ કરશો તો ત્યાં પણ એ ઇશ્વરપ્રાપ્તિની પ્રેરણા આપણા પૂર્વજોના જીવનને પ્રેરી રહી હતી એમ જણાશે. વર્તમાન જગતના ઇતિહાસની દૃષ્ટિ આપણા એ આદિ યુગથી આગળ જઈ શકતી નથી! માનવજાતિમાં (ઇતિહાસના યુગમાં) સૌથી પ્રથમ તૃષા એ હતી અને જ્યાં સુધી સોમરસનો સ્વાદ અને પૃથ્વી ઉપર સૂર્યને લાવવાનું કાર્ય નહિ થાય ત્યાં સુધી એ તૃષા છીપવાની નથી. ભારતના ઇતિહાસભરમાં આલેખાયલી સર્વ રસમય વાર્તાનું આદિથી આજ પર્યંત અવલોકન કરતાં એમ નથી જણાતું કે આધ્યાત્મિકતા એ આપણી પ્રજાનું અમૂલ્ય ધન છે? પુનર્જાગ્રતિનો એવો એક પણ યુગ બતાવો જ્યારે આ મૂળનો ઉદ્ધાર કર્યા સિવાય આપણી પ્રજાના શરીરમાં પ્રાણનો સંચાર થયો હોય? તમે મરાઠી સત્તાનો ઉદય વાંચશો તો તેના મૂળમાં આધ્યાત્મિકતા જણાશે. શીખોનો ઇતિહાસ

આધ્યાત્મિક જીવનનું પરિણામ જણાશે વર્તમાનયુગની પણ રામકૃષ્ણ, વિવેકાનંદ, રામતીર્થે આગાહી કરી હતી. જ્યારે જ્યારે ખરેખરી રાષ્ટ્રજાગ્રતિ થઇ છે ત્યારે ત્યારે આધ્યાત્મિકતામાં પણ પ્રચંડ પ્રયાસ, પુનર્ઘટના અને પ્રચાર થયા છે.



હમણાં જે જાગ્રતિ આપણી પ્રજામાં થઈ રહી છે, તેની સરખામણીમાં આગળ ભૂતકાળમાં થયલી જાગ્રતિ ઘણી જ સંકુચિત ગણાય. પ્રાંતીય અને વિશિષ્ટ પ્રજાની ઉન્નતિ અત્યાર સુધી થતી હતી (તેમાં પણ મૂળ તો એ જ હતું); પરંતુ આખો ભરતખંડ એકે અવાજે આજની પેઠે (આગળ) ઊઠયો હોય એવું ઇતિહાસ વાંચતાં જણાતું નથી. એટલે આખી પ્રજાનાં આત્માનાં ઊંડામાં ઊંડાં ઝરણો સર્વ સ્થળેથી (સર્વ પ્રાન્તોમાંથી) વહેવા માંડે એમાં નવાઇ પામવા જેવું શું છે? ભારતવર્ષની પુનર્જાગ્રતિમાં તો આધ્યાત્મિકતા નજરે જ પડે એ જ આશ્ચર્ય ગણાય! અને તે નજરે પડે એટલું બસ નથી. જો તે પુનર્જાગ્રતિ ભારતવર્ષના આત્માની હોય તો તો, સર્વ સંઘટન આધ્યાત્મિકતાના પાયા ઉપર રચાય એ જ ઇષ્ટ છે. આપણા પૂર્વજોની મૂડી તપાસવાનું જ જ્યારે લઇને બેઠા છીએ ત્યારે તે વારસામાંના સૌથી કિંમતી

વારસાને આપણે દૂર મૂકી શકતા નથી. સમાજ, ગ્રામ્યજીવન, આર્થિક ઉન્નતિ, રાજતંત્ર, સાહિત્ય, કુટુંબ સર્વેમાં વર્તમાન યુગની વિચારસૃષ્ટિનો લાભ આપણે જરૂર લેવો જ જોઇએ. વળી, આપણા બાપદાદાની મૂડી પણ તપાસ્યા વિના ન લઇએ તે પણ યોગ્ય છે; પરંતુ, આપણા વારસાના ઉત્તમોત્તમ સત્યોને આપણે આગળ ઉપર નાણી જોવાનો સંકલ્પ કરીશું યા તો "તે સર્વે વ્યવહાર માટે નથી" એવો એકતરફી ખ્યાલ બાંધીશું તો આપણને નુકશાન થવાનો સંભવ છે. "હમણાં તો કર્મનો અને સ્વતંત્રતાનો જમાનો છે." "તેમાં વળી આધ્યાત્મિકતા કોણ પરખવા બેસે?" એમ કરી તેને દૂર મૂકશો તો ભવિષ્યની પ્રજા પણ આપણા કરતાં ઓછી ગૂચવાયલી હશે એમ માનવાને કાંઇ પણ કારણ નથી. અત્યારે જે દેશો સ્વતંત્ર છે તેમના પ્રત્યે દષ્ટિ કરો. શું તેઓ નવરા છે? તેમને નિરાંત છે? નથી. આપણે પણ સ્વતંત્ર થઇશું એટલે બીજે જ દિવસથી આધ્યાત્મિક થવાનો ઠરાવ કરી તપોવનમાં કે ઘરમાં ધ્યાન કરવા બેસી જઇશું એમ માનવું એ મનુષ્યસ્વભાવથી ઉલટું છે. એટલે હમણાં જ આપણા પુનર્જાગ્રતિના પ્રયાસમાં આધ્યાત્મિકતાને સ્વીકારવી જોઇએ એટલું જ નહિ, પરંતુ તેને નવી રચનાના પાયા તરીકે સ્થાપવી જરૂરની છે. એ પ્રમાણે હમણાં કરવામાં આવે તો જ ભવિષ્યની સર્વ રચનામાં તે તત્ત્વ કાયમ રહે, જીર્ણોદ્ધાર કરતી વખતે મૂળ પાયાનો અમુક ભાગ છોડીને

મકાન બાંધવામાં આવે તો પછી આગળ તે ભાગને ઉપયોગમાં લેવો જ મુશ્કેલ પડે એ સ્વાભાવિક છે. વળી, આ મકાનમાં તમે પાયાનો કેટલોક ભાગ માત્ર છોડવાની નહિ પરંતુ, આખો પાયો જ મકાન બાંધવાની શરૂઆત કર્યા પછી આગળ ઉપર ખોદવાની દરખાસ્ત કરો છો.



પોતપોતાની પ્રકૃતિને અનુસરીને જુદાં જુદાં કાર્યક્ષેત્રોમાં માણસો પ્રયાસ કરે એ તો ઇષ્ટ જ છે અને તમે પણ તે કબૂલ કરશો. પરંતુ, આપણે જેમાં યત્ન કરીએ છીએ તેમાં કોઇ ન જોડાઇ શકે માટે "તેને અસ્તિત્વનો પણ હક્ક નથી," "તેનું વર્તન યથાર્થ નથી," "તેનું કાર્યક્ષેત્ર નકામું છે," "તેના વિચારોથી બીજાને નુકશાન થાય છે." વગેરે અનુમાનો દોરવાની જરા પણ આવશ્યકતા નથી.

રાજકીય સ્વતંત્રતા એ પ્રજાકીય જીવનનું એક ઘણું જ ઉપયોગી અને અનિવાર્ય અંગ છે. પરંતુ, તેને ટકાવી રાખવા માટે દૃઢ સામાજિક સંગઠન પણ જરૂરનું છે. રાજકીય ક્ષેત્રમાં પરધર્મી અને પરદેશી તંત્ર સામે પ્રજામતની બહુ-મતી સહેળાઇથી મળે છે અને તે મળવાનાં પૂરતાં કારણો આ સરકાર કાળજીપૂર્વક આપ્યા જ કરે છે. પરંતુ, રાજકીય

ક્ષેત્રમાં જે સ્વતંત્રતા પ્રજા માગે છે તે સામાજિક જીવનમાં આપવાને પોતે બિલકુલ તૈયાર નથી. અને તેથી જ, સાત ચોપડી ભણેલો માણસ સરકારને ગાળો દેતાં વધાવાય છે, જ્યારે દયાનંદ જેવાને પથરાઓથી મારવામાં આવતા. અને રાજકીય સંન્યાસીઓની મુશ્કેલીઓ મહાન છે છતાં સમાજને સુધારવા સહન કરનારની અગવડો તેના કરતાં ઘણી વધારે હશે એ તો નક્કી. સરકારની અનીતિના ભોગ થઇ જેલમાં જતાં પ્રજાની સહાનુભૂતિ કાંઇક અંશે માણસને ટકાવી રાખે છે. પરંતુ, સમાજની ક્રૂરતાના ભોગ થઇ પડનારને કશું જ આશ્વાસન મળવાનું નથી. સમાજની પુનર્ઘટના એ પણ ભવિષ્યના કાર્યનો બહુ અગત્યનો ભાગ છે.



તેજ પ્રમાણે સાહિત્ય. પ્રજામાં એકતા લાવવા માટે એક વિચારની (અર્થાત એક મનની) જરૂર છે. અને એ પ્રકારની માનસિક એકતા, અસ્મિતા અને પ્રેરણા જાગ્રત કરવા માટે સાહિત્ય પણ જરૂરનું છે. દરેક દેશના ઇતિહાસમાં એ પ્રમાણે ઘણું ખરૂં બનતું જણાશે. પુનર્જાગ્રતિના યુગમાં સર્વે ક્ષેત્રોમાં સાહિત્યનો બહાર ખીલી નીકળે છે. આપણે પણ એવો પ્રતિબંધ ન કરી શકીએ કે "રવીન્દ્રનાથ જ્યાં સુધી કાંતે નહિ ત્યાં સુધી કવિ નથી." ચરખો પણ ભૂલાઇ જશે

તેવે સમયે તેમની કવિતા પ્રચલિત હશે. અને ભવિષ્યની પ્રજા ભૂલને પાત્ર એવા સ્થૂલ રવીન્દ્રનાથને ભૂલી – અક્ષર રૂપે – દીર્ઘાયુષ્ય ભોગવનાર કવિ ટાગોરને જ યાદ રાખશે અને તેની કવિતાદ્વારા પ્રજાકીય જીવનની એકતા વધશે એ પણ નિર્વિવાદ. એટલે સાહિત્યના જુદા જુદા પ્રદેશોમાં જે નવીન સૃજન થાય છે તે પણ રાષ્ટ્રીય જાગ્રતિને પોષક છે. “ આપણે ન કરીએ એટલું નકામું,” એ સિદ્ધાંત ખરો નથી.

અસ્તુ, પત્રની લંબાઇ ધાર્યા કરતાં ઘણી જ વધી ગઇ છે એટલે ધીમે ધીમે વાંચશો તથા ફરી ફરીને વાંચશો. બીજું, આ બધી દલીલો કેવળ બુદ્ધિને જ સંતોષી શકે તેમ છે. એ પ્રમાણે બુદ્ધિવાદમાં હું બની શકે ત્યાં સુધી હમણાં મારો વખત રોકવા માગતો નથી.

× × ×

લિ.

**સ્નેહાધીન,**

. . . .

[ ૩ ]

પોંડિચેરી,
C/o મેનેજર 'આર્ય'
તા. ૭ : ૭ : '૨૪

**પરમ પ્રિય ભાઇ મૂ.,**

તમારો પ્રશ્ન : પાપ-પૂણ્યથી પર થવાનો–યોગ્ય છે અને મારા બચાવમાં નહિ; પરંતુ, સામાન્ય વિચાર તરીકે નીચેના વિચારો તમને જણાવું છું. આની ટીકાઓમાં વ્યક્તિઓના હેતુઓનું મિશ્રણ થયલું હોવાથી, તથા "અમુક માણસ આપણને પસંદ નથી યા તો તેની વર્તણુંક આપણને ગમતી નથી," તેટલા માટે આપણને દોષ દેખાય છે, અથવા તો, નજરે ચઢે છે. અને એવા વ્યક્તિગત પ્રશ્નોમાં, ઝીણવટથી ઉતરવું ઠીક નથી. એટલા માટે પ્રથમ તો હું કેવળ તાર્કિક પ્રશ્ન તરીકે ગણીને, તમારી શંકાઓનો ઉત્તર આપવાને પ્રયત્ન કરીશ. વ્યક્તિ અને તેના વિષે આપણા કે પોતાના અંગત અભિપ્રાયો. પસંદગી અને નાપસંદગી વગેરેને ખરા ઠરાવવા માટે ઘણી વાર બુદ્ધિ આવી જાળો રચીને, આપણા પ્રાણમાં જે અશુદ્ધિ હોય છે તેને સકારણ ઠરાવવાનો પ્રયત્ન કરે છે. માટે જ, વ્યક્તિને હંમેશાં છૂટી પાડીને શુદ્ધ વિચાર પ્રત્યે જોવાનો પ્રથમ અભ્યાસ પાડવો જરૂરનો છે.

પ્રથમ જ હું તમને જણાવી દઉં, કે "પૂર્ણતા પ્રાપ્ત કર્યાનો" હું દાવો કરતો નથી. તથા મારા વિચારો હું નથી જ ફેરવતો એમ પણ નથી. નૈતિક દૃષ્ટિથી પૂર્ણ ગણાતું જીવન ગાળવું એ મારા જીવનનો આદર્શ નથી. આ પ્રથમ ધ્યાનમાં રાખશો.

અમુક વર્તન "પાપમય" છે, એમ આપણે સામાન્ય રીતે ક્યારે કહીએ છીએ? સમાજના પ્રચલિત રિવાજથી, રૂઢિથી, નીતિનાં સામાન્ય ધોરણો પ્રમાણે જે સ્થૂલ કર્મ થતું નથી, તેને આપણે "અનીતિવાન" અથવા તો "પાપી" કહીએ છીએ. એક સવાલ રહે છે અને તે એ કે સમાજે નીતિની જે મર્યાદા આંકી તેની પાછળ સત્ય રહેલું હોવું જોઇએ. આ દલીલ દેખાય છે તેટલી ખરી નથી. અલબત્ત, એમાં સત્યનો અંશ જરૂર રહેલો છે. સામાજિક નીતિ સમાજનું અસ્તિત્વ ટકાવવા માટે હોઇ, પોતાની જાતનો બચાવ કરવાનો હેતુ તેમાં પ્રથમ સ્થાન લે છે. અર્થાત્, સમાજ એ organism સજીવ સમુહનો બનેલો હોઇ, "કીડીઓ" "ભમરીઓ" તથા "ઉધાઇ" પોતાનું જૂથ જાળવવાને જેમ અમુક પ્રકારે કુદરતી રીતે જ વર્તે છે, તે પ્રમાણે પોતાનું સામાજિક અસ્તિત્વ જાળવવાને સમાજ અમુક પ્રકારે વર્તે છે. હવે આમાં તમે સ્પષ્ટપણે જોઇ શકશો, કે "નીતિ તરીકે" નીતિ પાળવાનો, યા તો "હૃદયના

અવાજ પ્રમાણે” વર્તન કરવાને સ્થાન આપવાનો, “મનુષ્ય જીવનની ઉચ્ચમાં ઉચ્ચ શક્યતા સિદ્ધ કરવાનો” હેતુ, સામાજિક નીતિમાં થોડે ઘણે અંશે અને તે પણ ગૌણ પ્રમાણમાં જ હોય છે. પ્રાથમિક હેતુ તો પોતાનું રક્ષણ કરવાનો હોય છે.

પરંતુ એ રક્ષણમાં પણ આખા સમાજને બદલે ઘણી વાર, સમાજમાં જેઓ સત્તા, સાહ્યબી અથવા તો મિલકતવાળા હોય છે, તેઓનું રક્ષણ કરવાની મુરાદ વધારે વખત પાર પડતી જોવામાં આવે છે. જમીનદારો, રાજાઓ, લશ્કરી સત્તાવાળાઓ, મુડીવાળાઓ વગેરેનું રક્ષણ, માલમત્તાનું રક્ષણ, જાનમાલનું રક્ષણ વગેરે તેના હેતુ હોય છે. ઇંગ્લેન્ડમાં બોલ્શેવિઝમ અનીતિ ગણાય એ સ્વાભાવિક છે. વળી, અનીતિ મટીને કાયદેસર શિક્ષાને પાત્ર ગુનો પણ તે બને એ તદ્દન ઉઘાડું છે, જ્યારે રશિયામાં મૂડીવાળા થવું એ ગુનો છે અને અનીતિ છે.

આ તો આજકાલની સ્થિતિમાંથી ઉદાહરણ આપ્યું; પરંતુ પ્રાચીન ઇતિહાસમાંથી જોઇએ તેટલાં ઉદાહરણો ટાંકી બતાવી શકાય, કે “નીતિ”નું સર્વમાન્ય અને સ્થાયી ધોરણ છે જ નહિ. જુદે જુદે સમયે, જુદી જુદી સ્થિતિમાં, એક જ કાર્યને “નીતિમય” તથા “અનીતિમય” ગણવામાં આવે છે.

વળી, નીતિના વિચારોમાં પરિવર્તન કરતાં વ્યક્તિને સમાજનો જુલમ સહન કરવો જ પડે છે. સંસ્કૃતિનો આખો ઇતિહાસ તેનાથી ભરેલો છે. "ગેલીલીઓ"એ "પૃથ્વી ફરે છે" એમ શોધી કાઢ્યું, માટે, શાસ્ત્રી–પંડિતોએ તેની પાસે માફી મંગાવી! ક્રાઇસ્ટને ફાંસી દીધી, દયાનંદને પથ્થરોથી માર્યો, ગુરુગોવિંદસિંહને ય સહન કરવું પડ્યું!

એક દલીલ આની સામે લાવી શકાય તેવી છે અને તે એ કે વ્યક્તિના હ્રદયમાં જે અવાજ થાય છે, તે સમાજના બાહ્ય દબાણના કરતાં વધારે બળવાન છે. અને અંતે તેનો વિજય થવો જોઈએ. આ દલીલ પણ બરાબર નથી; કારણકે એક જ પ્રશ્નનો ઉકેલ લાવવામાં, જુદી જુદી વ્યક્તિઓનો આંતરઅવાજ જુદા પ્રકારે વર્તન કરવાની સલાહ આપે છે. રૂઢિપ્રધાન સનાતનીને અંત્યજને અડકતાં તેનો આંતર-આત્મા (ધારી લઇએ કે તે સાચો અને સહ્રદય છે!) તેની વિરુદ્ધ અવાજ કરી, "ધર્મનો નાશ થયો," એવી બૂમ પાડી ઊઠે છે; જ્યારે સુધારકોનો આત્મા અંત્યજો પ્રત્યેની ખરાબ વર્તણૂંક સામે પોકાર કરી ઊઠે છે. એટલે, કાં તો એ અવાજમાં ભૂલ છે, યા તો તે અવાજને સાંભળનારમાં દોષ છે.

આ બધાં ધોરણો અપૂર્ણ છે, એ તો તમે સ્પષ્ટપણે જોઇ શકશો. યોગમાં પણ "વ્યવહારનું ધોરણ"નું પ્રકરણ

છે તે વાંચશો તો તેમાંથી આ દલીલ સ્પષ્ટ સમજાઇ આવશે.

હવે, આપણે નીતિ અને અનીતિનો પ્રશ્ન ઉકેલતાં, મનુષ્યસ્વભાવનું અવલોકન કરીએ. એ પ્રમાણે જોતાં જણાશે કે સ્થૂલ ક્રિયા એ તેના આંતરની પ્રતિકૃતિ – પડછાયો – માત્ર છે. પ્રથમ લોભ થાય છે, પછીથી તે અમુક કર્મ જેને આપણે "લોભ" કહીએ છીએ તે ઉત્પન્ન થાય છે. પ્રથમ અમુક વાસના થાય છે, ત્યાર પછી તેને વશ થઇ જે વર્તન થાય છે તેને આપણે "સારૂં" અથવા તો "નઠારૂં" જે પ્રમાણે તે કાર્ય સામાજિક પ્રચલિત સારા – નઠારાના ધોરણને અનુસરે યા તો ઉલ્લંઘે છે – તે પ્રમાણે કહીએ છીએ.

આખો સમાજ પ્રાણની વાસનાઓને તૃપ્ત કરવાને ઇચ્છે છે, પરંતુ તે અમુક સર્વમાન્ય રીતે કરવા માગે છે. મનુષ્ય-સ્વભાવ એ દબાણને અને શરતને માન્ય કરતો નથી અને તેથી તે બંધનનો ભંગ થતો જોવામાં આવે છે. એ બંધનને પરિણામે હાનિ જ થાય છે, એવું કહેવાનો મારો લેશ પણ ઉદ્દેશ નથી. પરંતુ એનાથી હાનિ થાય છે ખરી, તથા મનુષ્યના જીવન માટે એ ધોરણ અપૂર્ણ છે એટલું તો હું માનું છું. તે ધોરણ વિષે અહિં ઉલ્લેખ કરવાનું સ્થાન નથી.

ત્યારે, મનુષ્યના આંતરમાં, અમુક વૃત્તિઓ, વાસનાઓ,

લાગણીઓ તથા વિચારો થવા એ તેના કર્મનું મૂળ છે, એટલું આપણે જોયું. હવે, શુદ્ધ નીતિ તો આંતરમાં હોવી જોઇએ. સ્થૂલ ક્રિયાનો પ્રતિરોધ કરીને સચવાતી નીતિ ઉત્તમોત્તમ સત્યની દૃષ્ટિથી જોતાં ગૌણ છે. આપણા ધર્મમાં તેટલા જ માટે પાપની તથા અધર્મની વ્યાખ્યા ઘણી સૂક્ષ્મ છે. આંતરમાં ચોરી કરવાની વૃત્તિ થવી એ પાપ ગણાય છે. ભલે ! તે માણસ ચોરી ન કરે કાં તો તેને લાગ ન મળે કાં તો તેનામાં હિંમત ન હોય !

ખરી અનીતિ સ્થૂલ કાર્યમાં નહિ; પરંતુ, આંતરની વૃત્તિ, હેતુ, આવેશ, વિચાર વગેરેના ઉપરથી નક્કી થવી જોઇએ. ગીતામાં **कर्मेन्द्रियाणि संयम्य च आस्ते मनसा स्मरन्** —એ શ્લોકમાં પણ આ જ ભાવ છે. ઇન્દ્રિયોનાં સુખો ન ભોગવવાં એ સંયમ નથી; પરંતુ, "તેમાં સુખ રહેલું છે." એ વિચારને જીતવો એ ખરો સંયમ છે.

હવે ઉદાહરણો આપીને, નીતિનાં ધોરણોની કૃત્રિમતા, કોઇક વાર દંભ, તથા તેમાં રહેલી અપૂર્ણતા, અને ઘણી વાર જૂલમ કરવાની વૃત્તિ વગેરે સ્પષ્ટ કરવાનો યત્ન કરું છું.

પદાર્થને માટે અંતરમાં કામના થઇ તેનું રટણ થયા કરે તે જ અનીતિ ગણાય. (આધ્યાત્મિક દૃષ્ટિથી જોતાં).

હવે એ અનીતિમાંથી તો ભાગ્યે જ કોઇ મૂક્ત હશે! ખાસ કરીને અજ્ઞાનની અવસ્થામાં. એક માણસ તે વૃત્તિને અમલમાં મૂકે છે, બીજો મૂકતો નથી, યા તો મૂકી શકતો નથી. એટલો જ તે બન્નેમાં ફેર છે. તમે કહેશો, કે "ગમે તેમ પણ બાહ્ય કર્મ ન થાય ત્યાં સુધી સમાજ તેના આંતરની ક્રિયા વિષે ઉદાસીન છે." પરંતુ તે ધોરણ પણ બરાબર નથી. ચોરી કરવી એ પાપ અને ગુનો ગણાય છે, પરંતુ વકીલાત કરી ધન મેળવવું તે આબરૂભર્યું ગણાય તેનું કારણ આપી શકાશે? આપણી કેટલીક ન્યાતોમાં કન્યાવિક્રય કરવો એ જરા પણ ખોટું ગણાતું નથી. પોતાના બાળકને એ પ્રમાણે વેચવું એ નીતિ ગણાય ખરી? ખૂન કરનારને ફાંસી દેવામાં આવે છે. શું સમાજ ફાંસી દઇને એ ખૂન કરતો નથી? એક પ્રજા બીજી પ્રજાને લૂંટે તેમાં આબરૂ ગણાતી નથી? તો પછી લૂંટારાને શા માટે શિક્ષા કરવામાં આવે છે? એલેક્ઝાંડર અને લૂંટારાનું દૃષ્ટાન્ત યાદ તો હશે.

ઘણી વાર ગુનાઓ સંજોગો ઉપરથી લેવાયલી જુબાની પર આધાર રાખે છે, અને એવા પણ દાખલાઓ બને છે કે ગુનેગાર છૂટે છે અને નિર્દોષને સજા થાય છે. આમાં નીતિનું કયું ધોરણ?

ફ્રાન્સમાં ધનવાનને કાયદો ભાગ્યે જ સજા કરે છે,

એટલે તે અનીતિ વગર હરકતે કરી શકે છે; એટલું જ નહિ, પરંતુ, ગુનાઓ પણ ઉઘાડે છોગે કરે છે. ત્યારે "નીતિ" કોને કહેવી ?

અમેરિકામાં રોકફેલરની પુત્રી ઝડપથી મોટર હાંકે તેને માજીસ્ટ્રેટ પણ કશું કરતો નથી.

સામાજિક સેવાના કાર્યમાં "સ્વયંસેવક" તરીકે જોડાયા પછી યુનિવર્સિટીની પરીક્ષામાં પરીક્ષક થવું એ નીતિ કે અનીતિ ? ટિળક અને ગોખલેને એમાં મતભેદ થયો. પુસ્તકો લખી સ્વયંસેવકો ખાનગી ધન પેદા કરે એ નીતિ કે અનીતિ ?

સરકારી ખાતામાં પોતાનો સગો નોકર હોય, તેને પોતાની લાગવગથી ચઢાવવો અથવા તો નોકરી અપાવવી એ અન્યાય અને પરિણામે અનીતિ ખરી કે નહિ ? અલબત્ત, એવે સમયે આપણને આપણા સગાની નિરાધાર સ્થિતિ, આપણી લાગવગની જરૂર વગેરે સ્પષ્ટ જણાય છે. પરંતુ, બીજા કોઇ વધારે યોગ્ય માણસને આપણે નુકસાન નથી કરતા ?

પોતાના ઓળખીતાની બદલી થતી અટકાવી, ખરાબ

જગાએ (વડોદરા રાજ્યના વ્યારા જેવી) બીજા કોઇને ધકેલાવવો, એ નીતિ ખરી? પોતાના ભાઈનો કે ભત્રીજાની બદલી અટકાવવી એ વ્યાજબી ખરૂં?

પોતાના સાળા અથવા તો સાઢુને નોકરી અપાવવી એમાં નીતિ કે અનીતિ?...... સેકન્ડ ભાડું સરકાર પાસેથી લે છે અને ત્રીજા ક્લાસમાં મુસાફરી કરે છે. સર્વેને એ વાત જાણીતી છે. પોતે પણ તે છુપાવતા નથી. એમાં નીતિ કે અનીતિ?

દેશનું કાર્ય કરતાં છૂપી ટોળી બંગાળીઓ કરે તે નીતિ કે અનીતિ? સરકારે જપ્ત કરેલાં પુસ્તકો રાખવાં અથવા તો તેમને સંતાડવાં એ નીતિ કે અનીતિ? શું તેવા માણસોએ જાહેર કરવું જોઇએ નહિ? છૂપી ટોળીવાળાઓએ બહાર પડવું જોઇએ નહિ? છેવટ છેવટમાં, આપણી ચળવળમાં પરદેશી કાપડ વેચવું, દૂધ વેચવું, એ પણ પાપ ગણાતું? વળી, ઘણાં તે પ્રમાણે માનતાં છતાં પણ તે માન્યતા વિરુદ્ધ વર્તતાં. હવે તેમનાં વર્તનને નીતિવાન કે અનીતિવાન ગણવાં?

......... વડોદરાના અખાડા માટે પેલા ...રાની દુકાનેથી વસ્તુઓ ચોરતા તે વ્યાજબી ખરું?

મારા વિચારોમાં પણ ફેર થતો આવ્યો છે. મારા વર્તનમાં ભૂલ હોય તે સ્વીકારવા હું તૈયાર છું. ભૂતકાળ બધો પૂર્ણતાથી ભરેલો છે, એ હું પોતાને માટે ખરું માનતો નથી. મેં અનેકાનેક ભૂલો કરી છે.

આપણા દેશમાં જેમનાં જીવનો આદર્શભૂત ગણાય છે, તેમના જીવનમાં સામાજિક નીતિ ગણાતી તેનો ભંગ થતો જોવામાં આવે છે. અને તેનું કારણ તેમની અપૂર્ણતા નહિ; પરંતુ, સામાજિક ધોરણોની અપૂર્ણતા છે.

શ્રીરામચંદ્રે વાલીને મારવાની જે "અનીતિ" કરી, તે તેઓ માનુષી ભૂલોને પાત્ર હતા એમ બતાવવા માટે કરી છે, એવું કેટલાક માને છે; પરંતુ, નીતિનાં માનુષી બંધનોથી એવી વ્યક્તિઓ પર છે, તથા નીતિનો ભંગ કરતાં તેઓ નીતિથી ઉચ્ચ એવા કોઇ ધોરણને અવલંબે છે એવી પણ દલીલ કરી શકાય.

ધર્મનો તથા આધ્યાત્મિકતાનો વિકાસ કરવામાં નીતિ ગૌણ ભાગ ભજવે છે, તથા અમુક અવસ્થામાં તેનું પાલન જરૂરનું હોય છે તો પણ જીવનનો અંતિમ નિયામક કેવળ નીતિપાલનથી પર હોવો જોઇએ. નીતિ માનસિક ધોરણ ઉપર રચાયલી છે. સંપૂર્ણ ન્યાય, સંપૂર્ણ પ્રેમ, .સમુદ્ર જેવી

સર્વક્ષમ દયા, સર્વવ્યાપી ભ્રાતૃભાવ વગેરે નીતિનાં ધોરણો નથી, પાયા છે. એ સર્વ આદર્શો માનસિક છે. અલબત્ત, અમુક વસ્તુ "માનસિક" છે, માટે જ તે ખોટી યા તો અપૂર્ણ ઠરતી નથી. પરંતુ મનુષ્યનું મન, જ્યારે જ્યારે પ્રાણને વશ કરવાને અથવા તો પોતાની શક્યતા આંકવાને પ્રેરાય છે, ત્યારે તેવી પ્રત્યેક હદની વાડ આગળ જતાં ખોટી ઠરે છે અને આપણને સ્પષ્ટ જણાય છે કે મનથી પરિમિત થવું એ આપણી ઉત્તમોત્તમ શક્યતાને તાળું મારવા બરાબર છે.

કોઇક વખત જુદા જ પ્રસંગમાં મનથી પર અવસ્થાઓની શક્યતા વિષે જણાવીશ. પરંતુ, મનથી પર રહેલું ધોરણ પ્રાપ્ત થાય તે પહેલાં આપણા મનમાં જે ઉત્તમોત્તમ ધોરણ હોય તે પ્રમાણે વ્યક્તિએ વર્તવું જોઇએ. અને એ પ્રમાણે વર્તવામાં મેં જાણીને ભૂલ કરી હોય એવું મને યાદ નથી. અજાણતાં થઇ હોય, તો તેને ભૂલ તરીકે સ્વીકારવા હું તૈયાર છું.

સૂક્ષ્મદષ્ટિથી જોતાં કેવળ બાહ્યાચારની જે નીતિ પળાય છે તેને માટે મને જરા પણ માન નથી, એ પણ હું જણાવું છું.

- ઘણી વાર મેં પ્રત્યક્ષ જોયું છે કે ખુલ્લી રીતે અનીતિમય ગણાતું કર્મ કરનાર બહારથી નીતિમય વર્તન પાળનારના

કરતાં વધારે પવિત્ર, ઉદાર, ખુલ્લા હૃદયનો તથા હિંમતવાન હોય છે. જ્યારે નીતિનું પાલન કરનાર, કાયર, નાહિંમત અને અંતરમાં અનીતિને પોષણ કરનાર હોય છે. અલબત્ત, માટે બધાએ અનીતિવાન થવું એવી દલીલ નથી. પરંતુ, જે સૂક્ષ્મ દૃષ્ટિ અન્ય પ્રત્યે નાંખવામાં આવે છે, તે દૃષ્ટિએ જોતાં, "નીતિ" જેવી વસ્તુ શોધવી ભારે છે તથા શોધી શકાય તો તેનું પાલન કરનાર એક પણ વ્યક્તિ મળી આવવી મુશ્કેલ છે. એટલે જગતમાં આદર્શ અને વ્યવહાર વચ્ચે તોડ કરવાની અને બાંધછોડ કરવાની જૂની પદ્ધતિ આવીને ઊભી રહે છે. હવે, એને નીતિ કહી શકાય કે કેમ એ સવાલ છે.

ટાગોર પોતાની બુદ્ધિનો ઉપયોગ કરીને ધન મેળવે એને કેટલાક નીતિ નથી ગણતા. શારીરિક મહેનતથી શરીરનું પોષણ કરવું જોઈએ એવો તેમનો મત હોય છે.

તમે ગૃહજીવન વિષે જે પ્રશ્ન કર્યો છે તે વળી પાછો એનીએ અહંતાપ્રધાન ધરેડમાં લઈ જાય છે! "હું," "શું કરું?" "**મારાં**". સગાં, "મારી પત્ની," આ વિચારોના મુદ્દામાં જ ભૂલ છે.

સ્ત્રી ઉપર બળાત્કાર (વિચારનો) નિરર્થક છે. પોતે

પોતાનું વર્તન બદલવું અથવા તો નિશ્ચયનો ત્યાગ કરવો એ કાયરપણું છે. બંનેને ન ફાવતું હોય તો છૂટા થવું એ ઉત્તમોત્તમ માર્ગ છે. સમાજ તે ન થવા દે એમ કહેવું યોગ્ય નથી. સમાજને એ પ્રમાણે કરતો કરવો જોઇએ. અથવા તો સ્ત્રીએ પોતાના પતિના આદર્શને સમજતાં થવું જોઇએ.

જુદા જુદા લોકોએ પોતપોતાને ઇષ્ટ લાગતા ધોરણ પ્રમાણે વર્તવું સરસ ગણાય; અને તે પ્રમાણે વર્તવું જોઇએ. સામાન્ય બાબતમાં જ્યાં તમે તેના ઉપર આધાર રાખતા હો ત્યાં તમારે તેના મનને કાંઇક સ્થાન આપવું, અને જ્યાં તે તમારા ઉપર આધાર રાખે તે બાબતમાં તેણે તમને અનુકૂળ થવાનો યત્ન કરવો જોઇએ. અલબત્ત, આ બધી આદર્શ અને વ્યવહારની બાંધછોડ ગણાય. જીવન એ સામાન્ય રીતે આવી બાંધછોડ જ હોય છે.

લિ.

સ્નેહાધીન,

. . . .

[ ૪ ]

Shri Aurobindo Ashram,
**Pondicherry,**
5th April, 1931

**પ્રિય ભાઈ મ.,**

× × ×

માનવ અને એની શક્તિ બહુ મર્યાદિત છે. એ સત્યનું કડવું જ્ઞાન નમ્રતા શીખવા માટે અને પ્રભુ ઉપર શ્રદ્ધા દૃઢ કરવા માટે કેટલીક વખત જરૂરનું છે.

જાહેર કાર્યમાં પરોવાએલાઓમાં કોઈ પ્રકારની વિશેષતા રહેલી છે, – આધ્યાત્મિક દૃષ્ટિએ – એવી માન્યતા આપણા કેળવાએલા લોકોમાં ઘણી પ્રચાર પામેલી છે; પણ તે એકપક્ષી અને અતિશયોક્તિ ભરેલી છે. જાહેર કાર્યમાં પણ, અંગત સ્વાર્થી કાર્યોમાં હોય છે; તેટલી જ મહત્વાકાંક્ષા, પક્ષાપક્ષી, અદેખાઈ, નીચતા વગેરે હોઈ શકે છે ઘણુંખરૂં હોય જ છે. એટલે જ જ્યાં સુધી પોતાના આંતરવિકાસની વૃત્તિ માનવમાં જાગે નહિ ત્યાં સુધી જાહેર કામમાં પોતાનામાં અંતરની શુદ્ધિ લાવવાનો કે આધ્યાત્મિક ઉન્નતિ કરવાનો કશો ખાસ ગુણ હોતો નથી. અસત્ય જેમ જલદી સ્વીકારાય તેમ વધારે સારૂં.

× × ×

કર્મ કરતાં કરતાં પણ સમર્પણભાવને આખો વખત જાગ્રત રાખવાને માટે સાચા હૃદયથી સમર્પણ કરવાની ઉત્કટ અભિલાષા અને સતત અભ્યાસની જરૂર છે. એ પ્રમાણે પડતાં-ઊઠતાં પણ અભ્યાસ જારી રાખવાથી છેવટે આખો દિવસ એ ભાવ જાગ્રત રહી શકે છે.

"મોટા" માણસો અંદરથી જેટલા બહાર દેખાય છે, તેટલા મોટા ભાગ્યેજ નીવડે એ સ્વાભાવિક છે.

વળી સ્વરાજનું તંત્ર જ્યારે આવશે, ત્યારે લોકો તેના વિષે જે ખ્યાલ બાંધી બેઠા હશે તે પ્રકારનું આદર્શ તંત્ર તે ભાગ્યેજ હશે; એ જરા વિચાર કરનારને સહેલાઈથી સમજાય તેવું છે. આખરે તો એ તંત્ર ચલાવનારા, એ તંત્રને વ્યવહારમાં મૂકનારા યા તો એનું ચારિત્ર ઘડનારા હશે તો માણસોજને! અને જેવા માણસ તેવું તંત્ર. આપણી આજુબાજુનાં માણસોમાં એવો સમૂળો ફેર પડ્યો નથી, જેથી એમની પાસેથી અસાધારણ મહત્તાની આશા રાખવી યથાર્થ ગણી શકાય! માનવ તો માનવજ રહ્યો છે અને તે પણ માનવમાં રહેલી સઘળી મર્યાદાઓ અને નિર્બળતાઓથી વિંટળાએલો — પાશવતાના ઘણા મોટા અંશવાળો! — આનો અર્થ હિંદના લોકોએ સ્વતંત્ર થવું ન જોઈએ યા તો હાલ જે રાજકીય પ્રવૃત્તિ ચાલે છે તે નકામી છે એવો નથીજ

થતો. પરંતુ પ્રત્યેક કાર્યની મર્યાદાઓ, શકયતાઓ અને અશકયતાઓ દરેક વિચારવાન માણસોએ જાણવી જોઇએ.

વળી આધ્યાત્મિક ઉન્નતિ જ માનવનો સાચી દિશામાં વિકાસ કરાવી શકે તેમ છે. એ સત્ય પણ સમજાય છે. જ્યાં સુધી માનવપ્રકૃતિમાં પોતાનામાં રહેલા અજ્ઞાનનાં, દુ:ખનાં, સ્વાર્થનાં, પાશવતાનાં તત્ત્વોમાં ફેર પડ્યો નથી, જ્યાં સુધી માનવતામાં રહેલી સહજ મર્યાદાઓ અને નિર્બળતાઓનો આખોય પ્રશ્ન જીવનનો પ્રશ્ન ગણીને ઉપાડી લેવામાં આવ્યો નથી, ત્યાં સુધી કેવળ પરોપકારની વૃત્તિવડે યા તો હિતકારક સંસ્થાવડે કે એવા કોઇ પણ બાહ્ય પ્રકારે આરંભેલી પ્રવૃત્તિ થોડાક વખત માટે સારાં પરિણામ લાવી બતાવે, જનહિત પણ તાત્કાલિક સાધતી જણાય અને તદ્દન સફળ થએલી પણ જોવામાં આવે; છતાં મૂળ કોયડો વણઉકલ્યો જ રહેલો છે. એ જ્ઞાન એકાદ પેઢી જતાં ન જતાં તો સ્પષ્ટ થવા માંડે છે. આખા ઇતિહાસના વિકાસમાં આ બાબત વારે વારે દીવા જેવી સ્પષ્ટ થએલી છે.

આજે પણ પ્રજાતંત્ર (Democracy)ને નામે ચાલતી રાજ્યપદ્ધતિ માનવપ્રકૃતિમાં સમૂળા ફેરફારો કરવામાં કેટલી ઓછી સફળ થઇ છે! અને પરિણામે માનવજાતિને ઉકેલવાના પ્રશ્ન હજી પણ જેવાને તેવા જ રહ્યા છે. એ સત્ય પશ્ચિમના

ચિંતકોને અને જનસમાજને પણ સ્પષ્ટ થવા માંડયું છે. વળી, આજના જુવાનો જે સમાજસત્તાવાદનો સ્વીકાર કરી જગતમાં સુવર્ણયુગ પ્રગટાવવાનાં સ્વપ્નાંઓ સેવી રહ્યા છે; તેઓ પણ ગઈ સદીના પ્રજાયુગપૂજકોની ભૂલ પાછી આચરી રહ્યા છે, એમ જ કહેવું પડે છે. સમાજસત્તાવાદથી બધા પ્રશ્નો નહિ ઉકલી જાય કેટલાક જરૂર ઉકલ્યા જણાશે, ત્યારે સમાજસત્તાવાદને પોતાને લીધે નવા કોયડાઓ પણ કદાચ એટલા જ ઊભા થવાનો સંભવ છે. ટૂંકામાં દરેક ઉકેલની પાછળ નવી પંચાત ઊભી થાય છે! એટલે જૂનાને બદલે નવા કોયડાઓ માનવને તો ઉકેલવાના રહે છે જ.

આનો ઉપાય એક જ હોઈ શકે — માનવપ્રકૃતિમાં સમૂળું રૂપાંતર (જો શકય હોય તો) કરી નાખવું તે. આપણી સંસ્કૃતિ એ રૂપાંતર શકય માને છે. આધ્યાત્મિક જીવન એ એવું સમૂળું રૂપાંતર લાવવાનો એક પ્રકાર માત્ર છે. શ્રીઅરવિંદની સાધનાપદ્ધતિમાં એ રૂપાંતર કરવાનો હેતુ પ્રધાન છે. માનવીની માનવતા દૂર કરી તેનામાં રહેલી પ્રભુતાને તેના એકેએક કરણમાં પ્રગટ કરવી એ તેનો ઉચ્ચ હેતુ છે.

આ કાર્ય સહેલું નથી જ. એટલે આખી માનવજાતિ એ કાર્ય કરવાની નથી; એ પણ નક્કી છે. પ્રથમ તો એની અધિકારી નથી. જેઓને એ કાર્ય કરવાનો સાદ અંતરમાં

થતો હોય, તેમણે આખી માનવજાતિ તૈયાર થઇ તેનો સ્વીકાર કરે, ત્યાં સુધી વાટ જોવી નકામી છે.

વળી આવા મુશ્કેલ કાર્યમાં દ્વિધાચિત્ત અર્થાત દૂધ અને દહીંમાં પગ મૂકવાની વૃત્તિ ચાલે પણ નહિ, એ સમજી શકાય તેવું છે. આ કંઇ માનવમાં જરાતરા ફેર કરીને સંસ્થા ચલાવવાનું કે અમુક આદર્શને સમજવામાં કે જીવનમાં પ્રગટ કરવાનું કાર્ય માત્ર નથી. આ તો આખી માનવપ્રકૃતિનું રૂપાંતર કરી નાખવાની વાત છે. આ તો તેના ચૈતન્યનું કેન્દ્ર અહંતા છે, તેને ઠેકાણે પ્રભુને સ્થાપન કરવાનું પ્રેરકબળ કામના છે, તેને ઠેકાણે સ્વયંભૂ ચિત્શક્તિ અને સહજ આનંદ સ્થાપન કરવાનું કાર્ય છે. એટલે એ સહેલું ન હોય, તથા "થોડુંક આ પણ કરીએ," "થોડુંક તે પણ કરીએ." એવી અનિશ્ચિત અને વિભક્ત વૃત્તિ કે શક્તિવડે ભાગ્યેજ થઈ શકે. આ કાર્ય કરનારે તો એની પાછળ લાગી જવું જોઇએ.

આધ્યાત્મિક ઉન્નતિ કરનારાઓ પોતાની ઉન્નતિ કરે છે યા તો અંગત વિકાસ માત્રજ સાધે છે. એ દલીલ તમે કરી છે તેના ઉકેલમાં "Conversations with mother"ને ધ્યાનપૂર્વક વાંચવાની ભલામણ કરૂં છું. અને આખા સમાજનું હિત કરનારાઓ તેનું હિતજ સાધે છે એમ

શીખવી આધ્યાત્મિક વિકાસ સાધનારના જીવનની સમાજ ઉપર કે માનવજાતિ ઉપર કશીજ અસર ન થતી હોય એમ શા ઉપરથી?

લિ.
**સ્નેહાધીન,**
. . . .

[ ૫ ]

આર્ય ઑફિસ,
**પોંડિચેરી,**
તા. ૩ : ૨ : ૧૯૨૮

**પ્રિય ભાઇ ર.,**

કાગળ મળ્યો. દૃષ્ટિકોણ વિષે પત્રદ્વારા સ્પષ્ટતા થવી સંભવિત નથી એટલે એ પ્રશ્નને વ્યવહારુ પ્રશ્નની કોટિમાં મૂકીને આગળ ચાલું છું.

ત્રિમાસિક વિષે કશું નક્કી નથી.

જીવનની ઉપયોગિતાનો આંક જુદો છે એ તો સ્પષ્ટ જ છે. કુટુંબની 'સારી સ્થિતિ'માં હું છેક નહિ માનનારો નથી; પરંતુ તે 'સ્થિતિ' કઇ એ જ સવાલ રહે છે! હું કોઈના વિચારોને તુચ્છ માનતો નથી. જેને જે વિચાર પસંદ હોય તેને તે બનતાં સુધી લાયક જ હોવાનો સંભવ વધારે

છે એમ મેં જોયું છે. એમાં ઊંચનીચનો કે તુચ્છ-મહાનનો પ્રશ્ન નથી. પ્રશ્ન જીવનની ઉપયોગિતાના આંકના ધોરણનો છે. હું કોને સફળતા માનું છું તે જાણ્યા વિના તે વિષે કહો છો તે હું બરાબર સમજી શક્યો નથી. પત્રદ્વારા એવી સમજૂતી ભાગ્યે જ થાય એમ મને લાગે છે.

"ઉચ્ચ આદર્શ પહેલાં હલકો આદર્શ સફળ કરવાનો" નિશ્ચય (?) આત્મવંચના જ હોવાનો ભારે સંભવ છે (મને છૂટ હોય તો હું તો આત્મવંચના જ છે એમ કહું). સ્વતંત્રતા પ્રાપ્ત કરતાં પહેલાં ગુલામીનો આદર્શ સફળ કરવા જેવી એ વાત છે!

જેવું જેનું લક્ષ્ય! यो यः श्रद्धः सएवसः। ધરપાક (?) થવા મથનાર કદાચ તણખો પણ થઈને અટકી જાય! એ તદ્દન અસંભવિત નથી. બાકી 'અતો ભ્રષ્ટ તતો ભ્રષ્ટ' થવાની જોખમદારી ખેડ્યા વિના તો કોઇ પણ પ્રાપ્ત કરવા જેવી વસ્તુ ભાગ્યે જ મળી શકે! સર્વસ્વ હોમવાની ધગશ અને શક્તિ એ કોઇ પણ ઉચ્ચ અને પ્રાપ્તવ્ય વસ્તુને મેળવવાની અનિવાર્ય શરત છે એમ મારું માનવું છે, અને એ મારો ૧૭ વર્ષનો અનુભવ પણ છે.

લિ.

સ્નેહાધીન,

. . . .

## • આ જ લેખકનાં બીજાં પુસ્તકો •

**પથિકના પત્રો** · (ગુચ્છ પહેલો)

વ્યાયામમંદિરના વિદ્યાર્થીઓને લખાયેલા પરંતુ ચારિત્રનું ઘડતર કરવા ઇચ્છનાર કોઈ પણ વિદ્યાર્થીને ઉપયોગી અને પ્રેરણાત્મક પત્રોનો સંગ્રહ.

**પથિકનાં પુષ્પો** · (ગુચ્છ પહેલો)

તેર તેજસ્વી લેખોનો સંગ્રહ. કાચું પૂઠું ૧–૦–૦
પાકું પૂઠું ૧–૮–૦

**પથિકનાં પુષ્પો** · (ગુચ્છ બીજો) ૧–૮–૦

સ્વતંત્ર નિબંધો, નવીન ઢબની વાર્તાઓ, સંસ્કારસૂચક પત્રો, વેદરહસ્ય સમજાવનાર લેખો વગેરેનો સુંદર સંગ્રહ.

**પથિકનાં પુષ્પો** · (ગુચ્છ ત્રીજો) છપાશે.

સાપેક્ષવાદ તથા અન્ય સ્વતંત્ર નિબંધો અને વેદરહસ્ય સમજાવનાર લેખોનો સંગ્રહ.

**દર્પણના ટુકડા** · (નવી ભાતની નવલ) ૧–૦–૦

**તિલોત્તમા** · (રસભરી સૌંદર્યવાર્તા) ૦–૬–૦

**ગીતાધર્મ** · (પ્રથમ ષટક) ૦–૮–૦

આ તથા શ્રીઅરવિંદસાહિત્ય માટે

લખો:

**• શ્રી અરવિંદ કાર્યાલય · આણંદ •**